# સૂરઃ અન્ફાલ

**ઊતરાણકાળ :-**

આ સૂરઃ હિજરી સન ૨માં બદ્રની લડાઈ પછી ઊતરેલી છે અને આમાં ઇસ્લામ અને કુફ્રની પ્રથમ લડાઈની વિગતવાર સમીક્ષા કરવામાં આવી છે. જયાં સુધી સૂરઃના વિષય ઉપર વિચાર કરતાં ખ્યાલ આવે છે ત્યાં સુધી લગભગ આ એક જ પ્રવચન છે જે એકીસાથે સળંગ ઊતારવામાં આવ્યું હશે, પરંતુ શકય છે કે આની અમુક આયતો બદ્રની લડાઈ પહેલાં જ ઊભા થયેલાં પ્રશ્નો વિષે પાછળથી ઊતરી હોય અને ત્યાર પછી તેમને પ્રવચન સાથે યોગ્ય જગ્યાએ નોંધીને એક સળંગ પ્રવચન બનાવી દેવામાં આવ્યું હોય. આમ, સમગ્ર સૂરઃમાં આયતોમાં કયાંય કોઈ એવો સાંધો દેખાતો નથી જેના ઉપરથી એવું અનુમાન કરી શકાય કે આ અલગ અલગ બે-ત્રણ પ્રવચનોનો સંગ્રહ છે.

**ઐતિહાસિક પશ્ચાદભૂમિ :-**

આ સૂરઃની સમીક્ષા કરીએ તે પહેલાં બદ્રની લડાઈ અને તેની સાથે સંબંધ ધરાવતા સંજોગો ઉપર એક ઐતિહાસિક નજર નાખી લેવી જોઈએ.

નબી સ.અ.વ.નો સંદેશ આરંભિક ૧૦-૧૨ વર્ષોમાં, કે જયારે નબી સ.અ.વ. મકકામાં રહેતા હતાં, આ દૃષ્ટિએ પોતાની પાકટતા અને મજબૂતાઈ પૂરવાર કરી ચૂકયો હતો કે એક તરફ તેના ટેકામાં એક ઉચ્ચ ચારિત્ર્યવાન, હિંમતવાન અને બુદ્ધિશાળી આગેવાન મોજૂદ હતો જેણે પોતાના વ્યક્તિત્વની સમગ્ર મૂડી આ કામ પાછળ લગાવી દીધી હતી અને તેની વર્તનશૈલી ઉપરથી આ હકીકત પૂરી રીતે જાહેર થઈ ગયેલી હતી કે તે આ સંદેશને સફળતાની પરાકાષ્ટાના મુકામ સુધી પહોંચાડવા માટે અડગ ઇરાદો ધરાવે છે અને આ ધ્યેયપ્રાપ્તિના માર્ગમાં દરેક પ્રકારનું જોખમ ઊઠાવવા માટે તેમજ દરેક મુશ્કેલીનો સામનો કરવા માટે તૈયાર છે. બીજી તરફ આ સંદેશમાં પોતે જ એવું આકર્ષણ હતું કે તે હૃદયો અને માનસમાં પ્રસરતો જઈ રહ્યો હતો અને અજ્ઞાન અને અજ્ઞાનતા તથા પૂર્વગ્રહોના ઘેરાં તેનો માર્ગ રોકવામાં નિષ્ફળ પૂરવાર થઈ રહ્યા હતાં. આ જ કારણસર અરબસ્તાનની પ્રાચીન અજ્ઞાન વ્યવસ્થાના ટેકેદાર તત્વો, જે આને શરૂઆતમાં મામૂલી ગણતા હતાં, મકકા-કાળના અંતિમ જમાનામાં આને એક ગંભીર ખતરો માનવા લાગ્યા હતાં અને તેમની સમગ્ર શક્તિ તેને કચડી નાખવા માટે ખર્ચી નાખવા માગતા હતાં. પરંતુ એ વખત સુધી અમુક દૃષ્ટિએ આ સંદેશ પહોંચાડવાના કામમાં ઘણી કચાશ હતી.

સૌ પ્રથમ, આ વાત હજુ સુધી પૂરેપૂરી રીતે પૂરવાર થઈ ન હતી કે તેને એવા અનુયાયીઓની એક પૂરતી સંખ્યા પ્રાપ્ત થઈ ગઈ છે જે માત્ર તેના અનુયાયીઓ જ નથી, બલકે તેના સિદ્ધાંતોની સાથે સાચો પ્રેમ પણ ધરાવે છે, તેને સર્વોપરી બનાવવા તથા લાગુ કરવાના પ્રયાસમાં તેમની તમામ શક્તિઓ અને તેમની સમગ્ર જીવનમૂડી ખર્ચી નાખવા માટે તૈયાર છે, અને તેના માટે તેમની દરેક વસ્તુનું બલિદાન આપવા માટે, આખા જગતની સામે ભીડાઈ જવા માટે, એટલે સુધી કે પોતાના સૌથી વહાલા સગાંને પણ કાપીને ફેંકી દેવા માટે તૈયાર છે. જો કે મકકામાં ઇસ્લામના અનુયાયીઓએ કુરૈશના જોર-જુલમ સહન કરીને તેમની ઈમાનની સત્યતા તથા ઇસ્લામ સાથેના તેમના સંબંધની મજબૂતાઈનો નક્કર પુરાવો તો આપી દીધો હતો પરંતુ હજી એ સાબિત થવા માટે ઘણી

અજમાયશો બાકી હતી કે ઈસ્લામના સંદેશ કાજે જીવ હોમી દેનારા અનુયાયીઓનો એ સમુદાય ઉપલબ્ધ થઈ ગયો છે જે તેના ધ્યેયની સામે કોઈ પણ વસ્તુને વધારે પ્રિય ગણતો નથી.

બીજું, આ સંદેશનો અવાજ જો કે સમગ્ર દેશમાં ફેલાઈ ગયો હતો પરંતુ તેની અસરો વેરવિખેર હતી, તેણે પૂરી પાડેલી શક્તિ સમગ્ર દેશમાં છૂટીછવાઈ હતી, તેને એ સામૂહિક શક્તિ પ્રાપ્ત થઈ ન હતી જે જૂની જામી ગયેલી અજ્ઞાનવ્યવસ્થા સામે નિર્ણાયક મુકાબલો કરવા માટે જરૂરી હતી.

ત્રીજું, આ સંદેશે હજી સુધી જમીનમાં કયાંય મૂળ નાખ્યા ન હતાં, બલકે હજુ સુધી ફકત વાતાવરણમાં ઘોળાઈ રહ્યાં હતાં. દેશનો કોઈ પ્રદેશ એવો ન હતો જયાં તે પગદંડો જમાવીને પોતાના મુદ્દાને મજબૂત બનાવી શકત અને પછી આગળ વધવા માટે પ્રયત્ન કરત. એ વખત સુધી જે મુસલમાન જયાં પણ હતો તેની હેસિયત કુફ્ર અને શિર્કની વ્યવસ્થામાં બરાબર એવી હતી જાણે કે ખાલી જઠરમાં ક્વિનાઈન, કે જઠર હંમેશાં તેને ઓકી નાખવા માટે જોર લગાવી રહ્યું હોય અને તેને સ્થિર થવા માટે જગ્યા જ ન મળતી હોય.

ચોથું, અત્યાર સુધી આ સંદેશને વ્યાવહારિક જીવનની બાબતો પોતાના હાથમાં લઈને તેનું સંચાલન કરવાની તક મળી ન હતી, ન તો તે પોતાની સભ્યતા જ સ્થાપી શકયો હતો. ન તો તેણે તેની સામાજિક અને આર્થિક વ્યવસ્થા તેમજ રાજકીય વ્યવસ્થાનું સંપાદન કર્યું હતું, અને ન તો બીજી શક્તિઓ સાથે યુદ્ધ અને સંધિની બાબતો તેની સામે આવી હતી. એટલા માટે ન તો એ નૈતિક સિદ્ધાંતોનું પ્રદર્શન જ થઈ શકયું હતું જેની ઉપર આ સંદેશ જીવનની તમામ વ્યવસ્થાને સ્થાપવા તથા ચલાવવા માગતો હતો, અને ન તો આ વાત જ અજમાયશની કસોટી ઉપર સારી રીતે જાહેર થઈ હતી કે આ સંદેશનો પયગમ્બર અને તેના અનુયાયીઓનું જૂથ જે બાબતની તરફ દુનિયાને બોલાવી રહ્યો છે તેની ઉપર અમલ કરવામાં તે પોતે કેટલી હદ સુધી પ્રમાણિક છે.

પછીની ઘટનાઓએ એ પ્રસંગો પૂરા પાડી દીધાં જેનાથી આ ચારેય ઉણપો દૂર થઈ ગઈ.

મકકાકાળના અંતિમ ત્રણ-ચાર વર્ષોથી યસ્રિબમાં ઈસ્લામના સૂર્યના કિરણો સતત પહોંચી રહ્યા હતાં અને ત્યાંના લોકો અનેક કારણોસર અરબસ્તાનના બીજા કબીલાઓની સરખામણીમાં વધુ સરળતાપૂર્વક આ પ્રકાશને ગ્રહણ કરતા જઈ રહ્યા હતાં. છેવટે નબૂવ્વતના બારમા વર્ષે હજજના પ્રસંગે ૭૫ માણસોનું એક પ્રતિનિધિમંડળ નબી સ.અ.વ.ને રાતના અંધારામાં મળ્યું અને તેણે ફકત ઈસ્લામનો સ્વીકાર જ ન કર્યો બલકે નબી સ.અ.વ.ને તથા આપના અનુયાયીઓને પોતાના શહેરમાં જગ્યા આપવાની પણ તૈયારી દાખવી. ઈસ્લામના ઈતિહાસમાં આ એક ક્રાંતિકારી તક હતી જે ખુદાએ પોતાની મહેરબાનીથી પૂરી પાડી અને નબી સ.અ.વ.એ આગળ વધી તેને ઝડપી લીધી. યસ્રિબવાસીઓ નબી સ.અ.વ.ને ફકત આશ્રિતની હેસિયતથી નહીં બલકે ખુદાના નાયબ તથા પોતાના સરદાર અને શાસકની હેસિયતથી બોલાવી રહ્યા હતાં અને ઈસ્લામના અનુયાયીઓને તેમનું નિમંત્રણ એટલા માટે ન હતું કે તેઓ એક અજાણી ભૂમિમાં માત્ર હિજરતીની હેસિયતથી સ્થાન મેળવી લે બલકે આનો આશય આ હતો કે અરબસ્તાનના વિવિધ કબીલાઓ અને પ્રદેશમાં જે મુસલમાનો વિખરાયેલાં છે તેઓ યસ્રિબમાં ભેગાં થઈને તથા યસ્રિબી મુસલમાનો સાથે મળીને એક સંગઠિત સમાજની રચના કરે. આવી રીતે યસ્રિબે હકીકતમાં પોતાને મદીનતુલઈસ્લામ (ઈસ્લામનું શહેર) ની હેસિયતથી રજૂ કર્યું તથા નબી સ.અ.વ.એ તેનો સ્વીકાર કરીને અરબભૂમિમાં પ્રથમ દારુલઈસ્લામ બનાવી લીધું.

આ દરખાસ્તનો અર્થ જે થતો હતો તેનાથી મદીનાના લોકો વાકેફ ન હતાં. આનો સ્પષ્ટ અર્થ આ હતો કે

એક નાનકડું નગર પોતાને સમગ્ર દેશની તલવારો તથા આર્થિક અને સામાજિક બહિષ્કારની સામે રજૂ કરી રહ્યું હતું. એટલા માટે બયઅતેઅકબા પ્રસંગે રાતની એ સભામાં ઇસ્લામના આરંભિક મદદગારો (અન્સાર) એ આ પરિણામને સારી પેઠે સમજીને નબી સ.અ.વ.ના હાથમાં હાથ આપ્યો હતો. બરાબર એ જ સમયે જયારે આ બયઅત થઈ રહી હતી ત્યારે યસ્રિબના પ્રતિનિધિમંડળનો એક યુવાન સભ્ય અસ્અદ બિન ઝુરારહ રદિ., કે જે સમગ્ર પ્રતિનિધિમંડળમાં સૌથી નાની વયના હતાં, ઊભા થઈને બોલ્યાં :-

رويدًا يا اهل يثرب !انا لم نضرب اليه اكباد الابل الا ونحن نعلم انه رسول الله، وان اخراجه اليوم مناواة للعرب كافة، وقتل خياركم، وتعصكم السيوف۔ فاما انتم قوم تصبرون على ذٰلك فخذوه واجره على الله، واما انتم قوم تخافون من انفسكم خيفة فذروه فبينوا ذٰلك فهو اعذر لكم عند الله۔

"હે યસ્રિબવાસીઓ, થોભો, અમે લોકો કે જે આમની પાસે આવ્યાં છીએ, આ સમજીને આવ્યાં છીએ કે આ અલ્લાહના રસૂલ છે અને આજે આમને અહીંથી કાઢીને લઈ જવા તમામ આરબો સાથે દુશ્મનાવટ વહોરવી છે. આના પરિણામે તમારા બાળકોની હત્યા થશે અને તલવારો તમારી ઉપર વરસી પડશે. એટલા માટે જો તમે તેને સહન કરવાની શક્તિ તમારી અંદર જોતાં હોવ તો આમનો હાથ પકડો અને તેનું વળતર અલ્લાહના શિરે છે. અને જો તમને તમારા જીવ વહાલાં છે તો પછી છોડી દો અને સ્પષ્ટ રીતે દિલગીરી વ્યકત કરી દો કેમ કે અત્યારે દિલગીરી વ્યકત કરી દેવી ખુદાની નજીક વધુ સ્વીકાર્ય હોઈ શકે છે."

આ જ વાતનું પ્રતિનિધિમંડળના એક બીજા સભ્ય અબ્બાસ બિન ઉબાદહ બિન નઝલહ રદિ.એ પુનરાવર્તન કર્યું :

اتعلمون علام تبايعون هٰذا الرجل ؟ (قالو نعم، قال) انكم تبايعونه على حرب الاحمر والاسود من الناس۔ فان كنتم ترون انكم اذا نهكت اموالكم مصيبة واشرافكم قتلا اسلمتموه فمن الاٰن فدعوه، فهو والله ان فعلتم خزى الدنيا والاٰخرة وان كنتم ترون انكم وافون له بما دعوتموه اليه على نهكة الاموال وقتل الاشراف فخذوه، فهو والله خير الدنيا والاٰخرة۔

"તમે જાણો છો કે આ માણસની સાથે કઈ વસ્તુ માટે બયઅત કરી રહ્યાં છો ? (અવાજો, હા જાણીએ છીએ) તમે આના હાથ ઉપર બયઅત કરીને આખા જગતની સાથે લડાઈ વહોરી રહ્યાં છો. તેથી જો તમારો વિચાર આ હોય કે જયારે તમારા માલ વિનાશના ખતરામાં તેમજ તમારા સમાજના આબરૂદાર લોકો મોતના જોખમમાં મૂકાઈ જાય ત્યારે તમે આને દુશ્મનોને હવાલે કરી દેશો તો વધારે સારૂં આ છે કે આજે જ તેને છોડી દો કેમ કે, ખુદાના સોગંદ, આ દુનિયા તથા આખિરતની ફજેતી છે. અને જો તમારો ઇરાદો આ છે કે જે નિમંત્રણ તમે આ માણસને આપી રહ્યાં છો તેને તમારા માલના વિનાશ તથા તમારા આબરૂદાર લોકોની હત્યા છતાં નિભાવશો તો નિઃશંક તેનો હાથ પકડી લો કેમ કે, ખુદાના સોગંદ, આ દુનિયા અને આખિરતની ભલાઈ છે."

આ સાંભળીને પ્રતિનિધિમંડળે સર્વસંમતિ સાથે કહ્યું. فانا ناخذه على مصيبة الاموال وقتل الاشراف۔ "અમે આને લઈને અમારા માલને બરબાદી અને અમારા આબરૂદાર લોકોને મોતના જોખમમાં નાખવા માટે તૈયાર છીએ." એ વખતે એ વિખ્યાત બયઅત થઈ જેને ઇતિહાસમાં બયઅતેઅકબા સાનિયહ (અકબાની બીજી બયઅત) કહેવામાં આવે છે.

બીજી તરફ મક્કાના લોકો માટે આ મામલો જે અર્થ ધરાવતો હતો તે પણ કોઈનાથી છૂપો ન હતો.

હકીકતમાં આવી રીતે મુહમ્મદ સ.અ.વ.ને, જેમના જોરદાર વ્યક્તિત્વ અને અસાધારણ ક્ષમતાઓથી કુરૈશના લોકો માહિતગાર થઈ ગયેલા હતાં, એક ઠેકાણું મળી રહ્યું હતું. અને તેમની આગેવાની અને માર્ગદર્શન હેઠળ ઈસ્લામના અનુયાયીઓ, કે જેમનાં મકકમ ઈરાદા અને અડગતા તથા સમર્પણને પણ કુરૈશ અમુક હદ સુધી અજમાવી ચુકયા હતાં, એક સંગઠિત જથ્થાના રૂપમાં ભેગા થઈ રહ્યા હતાં. આ જૂની વ્યવસ્થાને માટે મૃત્યુઘંટ હતો. બીજું, મદીના જેવા સ્થળે મુસલમાનોની આ શક્તિના ભેગા થવાથી કુરૈશ માટે વધારાનું જોખમ આ હતું કે યમનથી સીરિયાની તરફ જે વેપારી ધોરીમાર્ગ રાતાસમુદ્રના કિનારે થઈને જતો હતો, જેના સુરક્ષિત રહેવા ઉપર કુરૈશ તથા બીજા મોટા મોટા મુશ્રિક કબીલાઓના આર્થિક જીવનનો આધાર હતો, તે મુસલમાનોની પહોંચમાં આવી જતો હતો, અને આ ધોરી નસ ઉપર હુમલો કરીને મુસલમાનો જહાલતકાળની વ્યવસ્થાના જીવનને મુશ્કેલ બનાવી શકતા હતાં. માત્ર મકકાવાસીઓનો એ વેપાર કે જે આ ધોરીમાર્ગના જોરે ચાલી રહ્યો હતો તે વાર્ષિક અઢી લાખ અશરફી સુધી પહોંચતો હતો. તાઈફ અને બીજા સ્થળોનો વેપાર આ ઉપરાંત હતો.

કુરૈશ આ પરિણામોને સારી રીતે સમજતા હતાં. જે રાત્રે બયઅતેઉકબા થઈ એ જ રાતે આ મામલાની ખબર મક્કાના લોકોના કાને પહોંચી ગઈ અને ખબર મળતાં જ ખળભળાટ મચી ગયો. પહેલાં તો તેમણે મદીનાના લોકોને નબી સ.અ.વ.થી તોડવાનો પ્રયાસ કર્યો. ત્યારપછી જયારે મુસલમાનો એક-એક અને બબ્બે કરીને મદીના તરફ હિજરત કરવા લાગ્યાં અને કુરૈશને ખાતરી થઈ ગઈ કે હવે મુહમ્મદ સ.અ.વ. પણ ત્યાં સ્થળાંતર કરી જશે ત્યારે તેઓ આ જોખમને અટકાવવા માટે છેવટનો ઉપાય અપનાવવા માટે તૈયાર થઈ ગયાં. નબીની હિજરતના થોડા જ દિવસ અગાઉ કુરૈશની સલાહકાર સભા યોજવામાં આવી જેમાં ભારે ચર્ચા પછી છેવટે આ નકકી કરવામાં આવ્યું કે બનીહાશિમ સિવાયના તમામ કુરૈશી કબીલાઓનો એક એક માણસ પસંદ કરવામાં આવે અને આ બધા લોકો મળીને મુહમ્મદ સ.અ.વ.ની હત્યા કરી નાખે જેથી બનીહાશિમ માટે તમામ કબીલાઓ જોડે એકલા હાથે લડવાનું મુશ્કેલ બની જાય અને તેઓ બદલો લેવાને બદલે ખૂંબહા (લોહીની કિંમત) સ્વીકારવા માટે લાચાર બની જાય. પરંતુ ખુદાની કૃપા તથા નબી સ.અ.વ.ના ખુદા ઉપરના ભરોસા તેમજ શ્રેષ્ઠ આયોજનથી તેમની આ ચાલ નિષ્ફળ થઈ ગઈ અને નબી સ.અ.વ. સહીસલામત મદીના પહોંચી ગયાં. આવી રીતે જયારે કુરૈશને હિજરતને અટકાવવામાં નિષ્ફળતા મળી ત્યારે તેમણે મદીનાના આગેવાન અબ્દુલ્લાહ બિન ઉબ્બૈને (કે જેને હિજરત પહેલાં મદીનાના લોકોએ પોતાનો બાદશાહ બનાવવાની તૈયાર કરી રાખેલી હતી અને જેની મહત્ત્વકાંક્ષા ઉપર નબી સ.અ.વ.ના મદીના પહોંચી જવાથી તથા ઔસ અને ખઝરજના બહુમતી લોકોના મુસલમાન થઈ જવાથી પાણી ફરી ગયું હતું.) પત્ર લખ્યો કે ''તમે લોકોએ અમારા માણસને તમારે ત્યાં આશ્રય આપ્યો છે, અમે ખુદાના સોગંદ ખાઈએ છીએ કે કાં તો તમે પોતે તેની સાથે લડો અથવા તેને કાઢી મૂકો, નહીં તો અમે બધાં તમારી ઉપર હુમલો કરી દઈશું અને તમારા પુરૂષોને મારી નાખીશું અને તમારી સ્ત્રીઓને દાસીઓ બનાવી લઈશું.'' અબ્દુલ્લાહ બિન ઉબ્બૈ આના માટે અડપલું કરવા માટે તૈયાર થયો, પરંતુ નબી સ.અ.વ.એ સમયસર તેના અડપલાને અટકાવી દીધો. ત્યારબાદ સઅદ બિન મુઆઝ, મદીનાના સરદાર ઉમરહ કરવા માટે મક્કા ગયાં. ત્યાં બરાબર હરમના દરવાજા ઉપર અબૂજહલે તેમને રોકીને કહ્યું الا أُراك تطوف بمكة امنًا وقد اويتم الصُباة وزعمتم انكم تنصرونهم وتعينونهم ؟ لولا انك مع ابى صفوان ما رجعت الى اهلك سالمًا (તમે તો અમારા ધર્મમાંથી ફરી ગયેલાં લોકોને આશ્રય આપો અને તેમની મદદ તથા સહાયતા કરો અને અમે તમને શાંતિથી

મક્કામાં તવાફ કરવા દઈએ ? જો તમે ઉમૈયહ બિન ખલફના મહેમાન ન હોત તો અહીંથી જીવતા જઈ શકયાં ન હોત.) સઅદે જવાબમાં કહ્યું والله لئن منعتنى هٰذا لا منعنك ما هو اشد عليك منه، طريقك على المدينة (ખુદાના સોગંદ, જો તમે મને આવું કરવાથી રોકયો તો હું તમને એ વસ્તુથી રોકી દઈશ જે તમારા માટે આનાથી વધારે સખત છે, એટલે કે મદીના ઉપરથી પસાર થતો તમારો રસ્તો). બીજા શબ્દોમાં આ મક્કાના લોકો તરફથી આ વાતની જાહેરાત હતી કે બૈતુલ્લાહની યાત્રાનો માર્ગ મુસલમાનો માટે બંધ છે, અને તેનો જવાબ મદીનાના લોકો તરફથી આ હતો કે સીરિયા સાથેના વેપારનો રસ્તો ઇસ્લામના વિરોધીઓ માટે જોખમભર્યો છે.

અને હકીકતમાં એ વખતે મુસલમાનો માટે આના સિવાય બીજો કોઈ ઉપાય ન હતો કે આ વેપારી ધોરીમાર્ગ ઉપર પોતાની પકડને મજબૂત બનાવે કે જેથી કુરૈશ અને બીજા કબીલાઓ કે જેમના હિત આ માર્ગ સાથે સંકળાયેલા હતાં તેઓ ઈસ્લામ અને મુસલમાનોની સાથે તેમની દુશ્મનાવટ તથા અવરોધની નીતિ ઉપર પુનઃવિચારણા કરવા માટે મજબૂર બની જાય. આમ મદીના પહોંચતાં જ નબી સ.અ.વ. એ નવોદિત ઈસ્લામી સમાજના આરંભિક વહીવટ અને મદીનાની આસપાસની યહૂદી વસાહતોની સાથે મામલો નકકી કર્યા પછી સૌથી પહેલાં જે વસ્તુ ઉપર ધ્યાન આપ્યું તે આ જ ધોરીમાર્ગનો પ્રશ્ન હતો. આ પ્રશ્નમાં નબી સ.અ.વ.એ બે મહત્ત્વના ઉપાયો અપનાવ્યાં.

એક આ કે મદીના અને રાતા સમુદ્રના કિનારા વચ્ચે આ ધોરીમાર્ગને અડીને જે કબીલાઓ વસતા હતાં તેમની સાથે વાટાઘાટો શરૂ કરી કે જેથી તેઓ સંધિ આધારિત એકતા અથવા ઓછામાં ઓછું તટસ્થ રહેવાની સંધિ કરી લે. આમ, આમાં આપને સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થઈ. સૌથી પહેલાં જુહૈનહ સાથે, જે કિનારાની નજીક ડુંગરાળ વિસ્તારમાં એક મહત્ત્વનો કબીલો હતો, તે તટસ્થતાની સંધિ થઈ. ત્યારપછી હિજરી સન ૧ના અંતમાં બનીઝમરહ સાથે સુરક્ષા સંધિ (Defensive alliance) કરવામાં આવી જેમનો વિસ્તાર યંબૂઅ તથા ઝુલઉશૈરહને અડીને આવેલો હતો. ત્યારપછી હિજરી સન ૨ના મધ્યમાં બનીમુદલિજ પણ આ સંધિમાં જોડાઈ ગયાં કેમ કે તેઓ બનીજમરહના પાડોશી અને તેમની સાથે સંધિ ધરાવતા હતાં. આ ઉપરાંત, ઈસ્લામના પ્રચારે આ કબીલાઓમાં ઈસ્લામના હિમાયતીઓ તથા અનુયાયીઓનો એક ગણનાપાત્ર વર્ગ પણ ઊભો કરી દીધો હતો.

બીજો ઉપાય નબી સ.અ.વ.એ આ અપનાવ્યો કે કુરૈશના કાફલાઓને ધમકી આપવા માટે આ ધોરી માર્ગ ઉપર કાયમ માટે નાની નાની ટુકડીઓ મોકલવાની શરૂ કરી દીધી અને કેટલીક ટુકડીઓની સાથે તો આપ પોતે પણ ગયાં. પહેલા વર્ષે આવી રીતે ચાર ટુકડીઓ ગઈ જે મગાઝી (યુદ્ધો)ના પુસ્તકોમાં સરિય્યહ હમઝા, સરિય્યહ ઉબૈદહ બિન હારિસ, સરિય્યહ સઅદ બિન અબી વક્કાસ અને ગઝવતુલ અબ્વાઅ ના નામથી નોંધાયેલી[૧] છે. અને બીજા વર્ષના શરૂઆતના મહિનાઓમાં વધારાના બે હુમલા એ જ દિશામાં કરવામાં આવ્યાં જેમને યુદ્ધના લેખકો ગઝવએબુવાત અને ગઝવએઝુલઅશૈરહના નામે ઓળખાવે છે. આ તમામ કૂચોની બે લાક્ષણિકતાઓ જોવા જેવી છે. એક આ કે, આમાંથી કોઈ પણ કૂચમાં ન તો રકતપાત થયો, ન તો કોઈ કાફલાને લૂંટવામાં આવ્યો જેના ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે કે આ કૂચોનો મૂળ આશય કુરૈશને પવનની દિશા

૧. ઈસ્લામી ઇતિહાસની પરિભાષામાં સરિય્યહ એ કૂચને કહેવામાં આવતી હતી કે જે નબી સ.અ.વ. કોઈ એક સહાબીની આગેવાની હેઠળ મોકલતા હતાં અને ગઝવહ એ કૂચને કહેવામાં આવતી હતી જેની આગેવાની નબી સ.અ.વ. પોતે લેતા હતાં.

સૂરઃ અન્ફાલ
પા. ૧૨૨ - ૧૨૩

તફહીમુલકુર્આન ૨

# કુરૈશનો વેપારી ધોરી માર્ગ



દેખાડવાનો હતો. બીજો આ કે, આમાંથી કોઈ પણ હુમલામાં નબી સ.અ.વ.એ મદીનાના લોકોમાંથી એક પણ માણસને સામેલ કર્યો નહીં બલકે તમામ ટુકડીઓ માત્ર મક્કાના મુહાજિરોની બનેલી હતી કે જેથી બને ત્યાં સુધી સંઘર્ષ કુરૈશના પોતાના જ ઘરવાળાઓ સુધી મર્યાદિત રહે અને બીજા કબીલાઓના આમાં સામેલ થવાથી આગ ફેલાઈ ન જાય. એ તરફથી મક્કાના લોકો પણ મદીના તરફ લૂંટારુ ટુકડીઓ પણ મોકલતા રહ્યાં અને તેમાંથી જ એક ટુકડીએ કુર્ઝ બિન જાબિર અલ ફેહઝીની આગેવાની હેઠળ મદીનાની નજીક જ ધાડ પાડી અને મદીનાના ઢોર-ઢાંખર લૂંટી ગયાં. કુરૈશનો આ પ્રયત્ન રહ્યો કે આની સાથે બીજા કબીલાઓને પણ સંઘર્ષમાં સંડોવી દે. આ ઉપરાંત, તેમણે આ વાતને માત્ર ધમકી પૂરતી મર્યાદિત ન રાખી બલકે વાત છેક લૂંટફાટ સુધી પહોંચાડી દીધી.

પરિસ્થિતિ એટલે સુધી પહોંચી ગઈ હતી કે હિજરી સન ૨ ના શા'બાન (ઈ.સ.૬૨૩, ફેબ્રુઆરી અથવા માર્ચ) માં કુરૈશનો એક ખૂબ જ મોટો કાફલો કે જેની સાથે લગભગ ૫૦ હજાર અશરફીનો માલસામાન હતો તથા ૩૦-૪૦ કરતા વધારે રક્ષકો ન હતાં, સીરિયાથી મક્કા તરફ પાછા ફરતી વખતે એ વિસ્તારમાં પહોંચ્યો જે મદીનાની પહોંચમાં હતો. કેમ કે માલસામાન વધારે હતો અને રક્ષકો ઓછા હતાં તેમજ અગાઉની પરિસ્થિતિના કારણે જોખમ ભારે હતું કે કયાંક મુસલમાનોની કોઈ શક્તિશાળી ટુકડી તેની ઉપર હુમલો ન કરી દે, એટલા માટે કાફલાના સરદાર અબૂસુફયાને આ જોખમી વિસ્તારમાં પહોંચતા જ એક માણસને મક્કા તરફ દોડાવ્યો કે જેથી ત્યાંથી મદદ લઈ આવે. આ માણસે મકકા પહોંચતાં જ અરબસ્તાનના જૂના રિવાજ પ્રમાણે તેના ઊંટના કાન ચીરી નાખ્યાં, તેની નાક ચીરી નાખી, કાઠીને ઊંધી પાડી દીધી તથા તેનું ખમીસ આગળ અને પાછળથી ફાડીને બૂમો પાડવાનું શરૂ કરી દીધું કે يامعشر قريش! اللطيمه اللطيمه، اموالكم مع ابي سفيان قد عرض لها محمد في اصحابه، لا أرىٰ ان تُدركوها، الغوث الغوث "(હે કુરૈશવાળા, તમારા વેપારી કાફલાની ખબર કાઢો, તમારા માલસામાન જે અબૂસુફયાનની સાથે છે, મુહમ્મદ  તેના માણસો લઈને તેની પાછળ પડી ગયો છે, મને આશા નથી કે તમે એ મેળવી શકશો, દોડોદોડો મદદ માટે. )" આ સાંભળીને સમગ્ર મક્કામાં બેચેની ફેલાઈ ગઈ. કુરૈશના બધાં જ મોટામોટા સરદારો યુદ્ધ માટે તૈયાર થઈ ગયાં. લગભગ ૧૦૦૦ યોદ્ધાઓ કે જેમાં ૬૦૦ બખ્તરધારી હતાં, અને જેમાં ૧૦૦ ઘોડેસવારોની એક ટુકડી પણ સામેલ હતી, પૂરી તૈયારી સાથે લડવા માટે નીકળ્યાં. તેમની સમક્ષ ફકત આટલું જ કામ ન હતું કે તેમના કાફલાને બચાવીને લાવે બલકે તેઓ આ ઇરાદા સાથે નીકળ્યા હતાં કે રોજ-રોજના આ જોખમને હંમેશને માટે નાબૂદ કરી દે, અને મદીનામાં આ વિરોધી શક્તિ કે જે હજુ નવી નવી એકત્ર થવા માંડી છે તેને કચડી નાખે અને તેના આસપાસના કબીલાઓને એટલી હદે ડરાવી કરી દે કે ભવિષ્ય માટે આ વેપારી માર્ગ સંપૂર્ણ રીતે સુરક્ષિત બની જાય.

હવે નબી સ.અ.વ.ને, જેઓ પરિસ્થિતિથી હંમેશાં માહિતગાર રહેતા હતાં, એવું લાગ્યું કે નિર્ણાયક પળ આવી પહોંચી છે અને આ એકદમ યોગ્ય સમય છે કે જયારે એક હિંમતભર્યું પગલું જો લેવામાં નહીં આવે તો ઇસ્લામી આંદોલન હંમેશને માટે નિષ્પ્રાણ થઈ જશે, એટલું જ નહીં બલકે આ આંદોલન માટે ફરીથી ઊભા થવાની કોઈ તક બાકી નહીં રહે. નવા દારુલહિજરતમાં આવ્યાને હજુ પૂરાં બે વર્ષ પણ પસાર થયાં નથી. મુહાજિરો કંગાળ હતાં, અનસારને પણ હજુ અજમાવવામાં આવ્યા ન હતાં, યહૂદી કબીલાઓ વિરોધ કરી રહ્યા હતાં, ખુદ મદીનામાં દંભીઓ અને મુશ્રિકોનું એક ખાસ્સું મોટું શક્તિશાળી તત્વ અસ્તિત્વ ધરાવતું હતું, અને આસપાસના વિસ્તારના બધાં કબીલાઓ કુરૈશથી પ્રભાવિત પણ હતાં તથા ધાર્મિક રીતે તેમની સાથે હમદર્દી પણ

ધરાવતા હતાં. આવી પરિસ્થિતિમાં કુરૈશ મદીના ઉપર હુમલો કરી દે તો શકય છે કે મુસલમાનોના આ નાનકડા જૂથનો પણ ખાતમો બોલી જાય. પરંતુ જો તેઓ હુમલો ન કરે અને માત્ર પોતાની શક્તિના જોરે કાફલાને બચાવીને જ નીકળી જાય તથા મુસલમાનો છૂપાઈને બેસી રહે તો પણ એકાએક મુસલમાનોની ધાક એવી રીતે ખતમ થઈ જશે કે અરબસ્તાનનો એકેએક બાળક તેમનો સામનો કરવા માંડશે અને તેમના માટે દેશભરમાં પછીથી કોઈ આશ્રયસ્થાન બાકી રહેશે નહીં. આસપાસના બધાં જ કબીલાઓ કુરૈશના ઈશારે કામ કરવાનું શરૂ કરી દેશે. મદીનાના યહૂદી તથા દંભીઓ અને મુશ્રિકો જાહેરમાં માથું ઊંચકશે અને દારુલહિજરતમાં જીવવું મુશ્કેલ બનાવી દેશે. મુસલમાનોનો કોઈ દબદબો અને પ્રભાવ નહીં હોય જેના કારણે કોઈને તેમના જાનમાલ અને આબરૂ ઉપર હાથ નાખવામાં ખચકાટ થાય. આના લીધે નબી સ.અ.વ.એ મકકમ ઈરાદો કરી લીધો કે જે તાકાત પણ તેમની પાસે એ વખતે ઉપલબ્ધ છે તેને લઈને નીકળે અને મેદાનમાં ફેંસલો કરે કે જીવવાની તાકાત કોનામાં છે અને કોનામાં નથી.

આ નિર્ણાયક પગલાંનો ઈરાદો કરીને નબી સ.અ.વ.એ અનસાર અને મુહાજિરોને ભેગા કર્યાં અને તેમની સામે તમામ પરિસ્થિતિ સ્પષ્ટ કરીને મૂકી દીધી કે એક તરફ ઉત્તરમાં વેપારી કાફલો છે અને બીજી તરફ દક્ષિણમાંથી કુરૈશનું લશ્કર આવી રહ્યું છે, અલ્લાહનો વાયદો છે કે આ બન્નેમાંથી કોઈ એક તમને મળી જશે. બતાવો, તમે કોના મુકાબલા માટે નીકળવા માગો છો ? જવાબમાં એક મોટા વર્ગ તરફથી આ ઈચ્છા વ્યકત કરવામાં આવી કે કાફલા ઉપર હુમલો કરવામાં આવે પરંતુ નબી સ.અ.વ.ની નજર સમક્ષ કંઈક બીજું જ હતું. એટલા માટે આપે પોતાનો સવાલ ફરીથી દોહરાવ્યો. આ સાંભળીને મુહાજિરોમાંથી મિકદાદ બિન અમ્ર રદિ. એ ઊભા થઈને કહ્યું. يارسُول الله، امض لما امرك الله، فانامعك حيثما احببت، لانقول لك كما قال بنواسرائيل لموسىٰ اذ هب انت وربك فقاتلا اناهٰهنا قاعدون، ولكن اذهب انت وربك فقاتلا أنامعكما مقاتلون مادامت عين منا تطرفُ۔ "હે અલ્લાહના રસૂલ, જે તરફ આપનો માલિક આપને હુકમ આપી રહ્યો છે એ જ તરફ ચાલો, અમે આપની સાથે છીએ જે તરફ પણ તમે ઈચ્છો. અમે બનીઈસ્રાઈલની જેમ એમ કહેનારાં નથી કે જાઓ, તમે અને તમારો ખુદા બન્ને લડો, અમે તો અહીં બેઠાં છીએ. ના, અમે એમ કહીએ છીએ કે ચાલો, તમે અને તમારો ખુદા બન્ને લડો અને અમે તમારી સાથે જીવના જોખમે લડીશું જયાં સુધી અમારામાંથી એક આંખ પણ ફરકતી હોય." પરંતુ લડાઈનો નિર્ણય અનસારીઓનો અભિપ્રાય જાણ્યા વિના કરી શકાય તેમ ન હતો કેમ કે હજુ સુધી લશ્કરી પગલાંમાં તેમની પાસેથી કોઈ મદદ લેવામાં આવી ન હતી અને તેમના માટે અજમાયશનો આ પહેલો પ્રસંગ હતો કે ઈસ્લામની હિમાયતનો જે વાયદો તેમણે પહેલા દિવસે કર્યો હતો તેને નિભાવવા માટે તેઓ કયાં સુધી તૈયાર છે. એટલા માટે નબી સ.અ.વ.એ તેમને સીધેસીધા સંબોધ્યા વિના ફરીથી પોતાનો સવાલ રજૂ કર્યો. આ સાંભળીને સઅદ બિન મુઆઝ ઊભા થયાં અને તેમણે કહ્યું, શું કદાચ નબી સ.અ.વ. નું સંબોધન અમારી તરફ છે ? કહ્યું, હા. તેમણે કહ્યું لقد اٰمنا بك وصدقناك وشهدنا ان ماجئت به هو الحق واعطيناك عهودنا و مواثيقنا على السّمع والطاعة۔ فامض يارسول الله لما اردت۔ فوالذى بعثك بالحق لو استعرضت بنا هٰذا البحر فخضته، لخضناه معك وما تخلف منا رجل واحد۔ وما نكره ان تلقى بنا عدونا غدًا انا لنصبر عند الحرب صُدُقٌ عند اللقآء ولعل الله يريك منا ما تقربه عينك فسربنا على بركة الله۔ અર્થાત "અમે આપની ઉપર ઈમાન લાવ્યાં છીએ, આપને સમર્થન આપી ચુકયાં છીએ કે આપ જે કંઈ લાવ્યાં છો તે સત્ય છે અને આપની સાથે આજ્ઞાપાલનનો પાકો વાયદો કરી ચૂકયાં છીએ. તેથી, હે અલ્લાહના રસૂલ, જે કંઈ

સૂરઃ અન્ફાલ
પા. ૧૨૪ - ૧૨૫

તફહીમુલકુર્આન ૨

# મદીનાથી બદ્ર સુધી




આ નકશામાં કાફલાના બે માર્ગ દર્શાવવામાં આવ્યાં છે જે મક્કાથી બદ્ર થઈને સીરિયા તરફ જતા હતાં. આ ઉતરાંત એ રસ્તો પણ દર્શાવવામાં આવ્યો છે જે મદીનાથી બદ્ર તરફ આવે છે.

આપે ઇરાદો કરી લીધો છે તેને કરી નાખો. સોગંદ છે એ હસ્તીના કે જેણે આપને સત્યની સાથે મોકલ્યાં છે, જો આપ અમને લઈને સમુદ્રની સામે પહોંચી જાઓ અને તેમાં ઊતરી પડો તો અમે આપને સાથ આપીશું અને અમારામાંથી એકપણ પાછળ રહેશે નહીં. અમને આ જરાય પણ નાપસંદ નથી કે આપ કાલે અમને લઈને દુશ્મનની સાથે ભીડાઈ જાઓ. અમે યુદ્ધમાં મકકમ રહીશું, મુકાબલામાં સાચી બલિદાનની ભાવના દેખાડીશું અને દૂર નથી કે અલ્લાહ આપને અમારા દ્વારા એ બધું બતાવડાવી દે જેને જોઈને આપની આંખો ઠંડક પામે. તેથી અલ્લાહની બરકતના ભરોસે આપ અમને લઈ જાઓ.''

આ પ્રવચનો પછી નિર્ણય લેવાઈ ગયો કે કાફલાના બદલે કુરૈશના લશ્કરના જ મુકાબલા માટે નીકળવું જોઈએ. પરંતુ આ નિર્ણય કોઈ સાધારણ નિર્ણય ન હતો. જે લોકો આવા મુસીબતના સમયમાં લડાઈ માટે ઊભા થયા હતાં તેમની સંખ્યા ૩૦૦ કરતાં થોડીક વધારે હતી. (૮૬ હિજરતી, ૬૧ ઔસ કબીલાના અને ૧૭૦ ખઝરજ કબીલાના), જેમાં માત્ર બે કે ત્રણની પાસે ઘોડા હતાં અને બાકીના માણસો પાસે ૭૦ કરતાં વધારે ઊંટો ન હતાં જેમની ઉપર ત્રણ-ત્રણ, ચાર-ચાર માણસો વારાફરતી સવાર થતા હતાં. લડાઈનો સામાન પણ તદ્દન અપૂરતો હતો, માત્ર ૬૦ માણસોની પાસે બખ્તરો હતાં. એટલા માટે થોડાક જાનની બાજી લગાવનારા વફાદારો સિવાય મોટાભાગના માણસો, કે જે આ જોખમભરી કૂચમાં સામેલ હતાં, મનોમન સમસમી રહ્યા હતાં અને તેમને એમ લાગતું હતું કે જાણતાં છતાં મોતના મોંમાં જઈ રહ્યાં છીએ. લાભાલાભની ગણતરી રાખનારા લોકો, કે જે ઇસ્લામના વર્તુળમાં સામેલ થઈ ગયા હતાં પરંતુ એવા ઈમાનમાં માનતા ન હતાં કે જેમાં જાનમાલનું નુકસાન હોય, તેઓ આ કૂચને પાગલપણાં સાથે સરખાવતા હતાં અને તેમનો આ વિચાર હતો કે ધાર્મિક લાગણીએ આ લોકોને ગાંડાં બનાવી દીધાં છે. પરંતુ નબી સ.અ.વ. તથા સાચા મુસલમાનો આ સમજી ગયા હતાં કે આ સમય જાનની બાજી લગાવી દેવાનો છે. એટલા માટે અલ્લાહના ભરોસે તેઓ નીકળી પડયાં અને તેમણે સીધો દક્ષિણ-પશ્ચિમનો માર્ગ પકડયો કે જયાંથી કુરૈશનું લશ્કર આવી રહ્યું હતું, જો કે પહેલાં કાફલાને લૂંટવાનો ઇરાદો હોત તો ઉત્તર-પશ્ચિમનો માર્ગ પકડયો હોત.[૧]

૧૭, રમઝાનના દિવસે બદ્ર મુકામે બન્ને જૂથો વચ્ચે મુકાબલો થયો. જે વખતે બન્ને લશ્કર એક બીજાની સામે આવ્યાં અને નબી સ.અ.વ.એ જોયું કે ત્રણ કાફિરોના મુકાબલે એક મુસલમાન છે અને તે પણ પૂરી રીતે શસ્ત્રસજ્જ નથી ત્યારે આપે ખુદાની સમક્ષ દુઆ માટે હાથ ફેલાવી દીધાં અને અત્યંત આજીજી અને કાકલૂદી સાથે અરજ કરી કે اللهم هٰذه قريش قداتت بخيلاءها تحاول ان تكذب رسولك، اللهم فنصرك الذى وعدتنى، اللهم ان تهلك هٰذه العصابة اليوم لا تعبد ''હે ખુદા, આ છે કુરૈશ, તેમના અભિમાનના સાધનો સાથે આવ્યાં છે કે જેથી તારા રસૂલને ખોટો સાબિત કરે, હે માલિક, બસ હવે તારી મદદ આવી જાય, એ મદદ જેનો તેં મારી સાથે વાયદો

૧ - અહીં આ વાત ઉલ્લેખનીય છે કે બદ્રની લડાઈનું વર્ણન કરવામાં ઇતિહાસ અને નબી સ.અ.વ.ના જીવનચરિત્રના લેખકોએ એ નોંધો ઉપર ભરોસો કરી લીધો છે જે હદીસ અને લડાઈઓના પુસ્તકોમાં નોંધવામાં આવેલી છે પરંતુ આ નોંધોનો ઘણોખરો ભાગ કુર્આનની વિરૂદ્ધ છે અને ભરોસાને લાયક નથી. માત્ર ઈમાનના જ આધાર ઉપર આપણે બદ્રની લડાઈ વિષે કુર્આનના વર્ણનને સૌથી વધારે વિશ્વસનીય માનવા માટે મજબૂર જ નથી બલકે ઐતિહાસિક દૃષ્ટિએ પણ આજે આ લડાઈ વિષે જો કોઈ સૌથી વધુ વિશ્વસનીય કથન મળતું હોય તો તે આ જ સૂરઃ અન્ફાલ છે કેમ કે આ સૂરઃ લડાઈ પછી તરત જ ઊતરી હતી અને લડાઈમાં સામેલ થનારાઓએ પોતે તથા વિરોધીઓ અને હિમાયતીઓ, સૌએ આને સાંભળી અને વાંચી હતી. મઆઝલ્લાહ, આમાં જો એક વાત પણ હકીકતની વિરૂદ્ધ હોત તો હજારો મોઢેથી આનું ખંડન કરવામાં આવ્યું હોત.

કર્યો હતો, હે ખુદા, જો આજે આ મુઠ્ઠીભર માણસોનું જૂથ નાશ પામ્યું તો ધરતી ઉપર પછી તારી પૂજા નહીં થાય.''

આ લડાઈમાં સૌથી વધારે કડક પરીક્ષા મકકાના મુહાજિરોની હતી જેમના પોતાના મિત્રો તેમની સામે લડવા માટે તૈયાર હતાં. કોઈનો બાપ, કોઈનો પુત્ર, કોઈના કાકા, કોઈના મામા, કોઈનો ભાઈ તેની તલવારના પ્રહાર હેઠળ આવી રહ્યો હતો અને પોતાના હાથે પોતાના પ્રિયજનોને કાપવા પડતા હતાં. આ અઘરી અજમાયશમાંથી માત્ર એ જ લોકો પસાર થઈ શકતા હતાં જેમણે ખૂબ જ ગંભીરતાપૂર્વક સંબંધ જોડ્યો હોય અને જે અસત્યની સાથેના તમામ સંબંધ કાપી નાખવા માટે તત્પર થઈ ગયાં હોય. અને અનસારીઓની પરીક્ષા પણ કંઈ અઘરી ન હતી. અત્યાર સુધી તો તેમણે અરબસ્તાનના સૌથી બળવાન કબીલા કુરૈશ અને તેની સાથે સંધિ ધરાવતા કબીલાઓની દુશ્મનાવટ માત્ર એટલી હદ સુધી વહોરી લીધી હતી કે તેમના મક્કમ ઈરાદા ધરાવતા મુસલમાનોને પોતાને ત્યાં આશ્રય આપી દીધો હતો, પરંતુ હવે તો તેઓ ઈસ્લામની હિમાયતમાં તેમની સામે લડવા પણ જઈ રહ્યા હતાં. જેનો અર્થ આ હતો કે એક નાનકડું નગર કે જેની વસ્તી થોડાક હજાર કરતાં વધારે નથી, તે સમગ્ર અરબસ્તાનની સાથે લડાઈ વહોરી રહ્યું છે. આ હિંમત માત્ર એ લોકો જ કરી શકતા હતાં જે એક સચ્ચાઈ ઉપર એવી રીતે ઈમાન લાવ્યાં હોય કે તેની ખાતર પોતાના અંગત હિતોની લેશમાત્ર પણ પરવા ન કરે. છેવટે એ લોકોની ઈમાનની સચ્ચાઈ ખુદા તરફથી મદદરૂપી ઈનામ મેળવવામાં સફળ થઈ ગઈ અને કુરૈશ તેમની શક્તિના અભિમાન છતાં આ સાધનવિહોણા સમર્પિત લોકોના હાથે પરાજય પામ્યાં. તેમના ૭૦ માણસો માર્યા ગયાં, ૭૦ કેદ પકડાયાં અને તેમનો માલસામાન યુદ્ધના માલના રૂપમાં (ગનીમત) મુસલમાનોના હાથમાં આવ્યો. કુરૈશના મોટા મોટા સરદારો શ્રેષ્ઠ અને ઉત્તમ તથા ઈસ્લામવિરોધી ચળવળના કર્તાહર્તા, આ લડાઈમાં માર્યા ગયાં અને આ નિર્ણાયક વિજયે આરબજગતમાં ઈસ્લામને એક ગણનાપાત્ર શક્તિ બનાવી દીધી, જેમ કે પશ્ચિમના એક સંશોધકે લખ્યું છે : ''બદ્ર પહેલાં ઈસ્લામ માત્ર એક ધર્મ અને રાજય હતું, પરંતુ બદ્ર પછી તે રાજયધર્મ બલકે પોતે એક રાજય બની ગયું.''

**ચર્ચાના વિષયો :**

આ છે એ ભવ્ય લડાઈ જેની કુર્આનની આ સૂરઃમાં સમીક્ષા કરવામાં આવી છે. પરંતુ આ સમીક્ષાની શૈલી એ તમામ સમીક્ષાઓ કરતાં અલગ છે જે દુનિયાના રાજાઓ તેમના લશ્કરના વિજય પછી કરતાં હોય છે.

આમાં સૌથી પહેલાં એ ખામીઓ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે જે નૈતિક દૃષ્ટિએ હજુ મુસલમાનોમાં દેખાતી હતી કે જેથી ભવિષ્યમાં તેઓ પોતાને વધુ પરિપૂર્ણ બનાવવા માટે મહેનત કરે.

તેમને જણાવવામાં આવ્યું છે કે આ વિજયમાં ખુદાની મદદની કેટલી મોટી ભૂમિકા હતી કે જેથી તેઓ તેમની હિંમત અને બહાદુરી બદલ ફૂલાઈ ન જાય બલકે ખુદા ઉપર ભરોસો તથા ખુદા અને રસૂલના આજ્ઞાપાલનના પાઠ ભણે.

ત્યારપછી એ નૈતિક હેતુને સ્પષ્ટ કરવામાં આવ્યો છે જેના માટે મુસલમાનોએ આ સત્ય અને અસત્યની લડાઈ લડવાની છે તથા એ નૈતિક ગુણોની સમજૂતી આપવામાં આવી છે જેનાથી આ લડાઈમાં તેમને સફળતા પ્રાપ્ત થઈ શકે છે.

ત્યાર પછી મુશ્રિકો અને દંભીઓ તથા યહૂદી અને એ લોકો કે જે યુદ્ધમાં કેદ પકડાયા હતાં તેમને ખૂબ જ બોધદાયક શૈલીમાં સંબોધન કરવામાં આવ્યું છે.

સૂરઃ અન્ફાલ
પા. ૧૨૬ - ૧૨૭

તફહીમુલકુર્આન ૨

# બદ્રની લડાઈનો નકશો



આના પછી એ માલસામાન કે જે યુદ્ધમાં મળ્યો હતો તેના વિષે મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો છે કે એ માલને પોતાનો માલ ન માને બલકે ખુદાનો માલ માને, જે કંઈ અલ્લાહ તેમાંથી તેમનો હિસ્સો નકકી કરે તેને આભાર સાથે સ્વીકારી લે અને જે હિસ્સો અલ્લાહ તેના કામ માટે અને તેના ગરીબ બંદાઓની મદદ માટે નકકી કરે તેને રાજીખુશીથી સ્વીકારી લે.

ત્યાર પછી યુદ્ધ અને સમાધાન વિષે એ નૈતિક આદેશો આપવામાં આવ્યાં છે જેની સ્પષ્ટતા આ તબકકે ઈસ્લામી સંદેશના પસાર પછી જરૂરી હતી જેથી મુસલમાનો તેમના યુદ્ધ અને સમાધાનમાં જહાલતકાળની રીતોથી બચે અને દુનિયા ઉપર તેમની નૈતિક સરસાઈ સ્થપાય તથા દુનિયાને ખબર પડી જાય કે ઈસ્લામ પહેલા જ દિવસથી વ્યાવહારિક જીવનનો આધાર નીતિમત્તા ઉપર રાખવાનો જે સંદેશ આપી રહ્યો છે તેનો અમલ વ્યવહારૂ જીવનમાં કર્યો છે.

ત્યાર પછી ઈસ્લામી રાજયના બંધારણીય કાનૂનની કેટલીક કલમોનું વર્ણન કરવામાં આવ્યું છે જેનાથી દારુલઈસ્લામના મુસલમાન નાગરિકોની બંધારણીય હેસિયતને એ મુસલમાનોથી અલગ પાડી દેવામાં આવી છે જે દારુલઈસ્લામની સીમાઓની બહાર રહેતાં હોય.



| رُكُوْعَاتُهَا ١٠ | سُوْرَةُ الْاَنْفَالِ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ٧٥ |
|---|---|---|
| રુકૂઅ : ૧૦ | સૂરઃ અલઅન્ફાલ મદની | આયત : ૭૫ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَنْفَالِ ؕ قُلِ الْاَنْفَالُ لِلّٰهِ وَ الرَّسُوْلِ ۚ
فَاتَّقُوا اللّٰهَ وَ اَصْلِحُوْا ذَاتَ بَيْنِكُمْ ۪ وَ اَطِيْعُوا اللّٰهَ وَ رَسُوْلَهٗۤ
اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ① اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اِذَا ذُكِرَ اللّٰهُ

**તમને અન્ફાલ વિષે પૂછે છે ? કહો "આ અન્ફાલ તો અલ્લાહ અને તેના રસૂલના છે, તો તમે લોકો અલ્લાહથી ડરો અને તમારા પરસ્પરના સંબંધો સુધારો અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો જો તમે મોમિન હોવ."[૧] સાચા ઈમાનવાળા તો એ લોકો છે જેમના હૃદય અલ્લાહનું નામ સાંભળીને**

(૧) યુદ્ધની સમીક્ષાની આ એક આશ્ચર્યજનક પ્રસ્તાવના છે. બદ્રમાં જે ગનીમતનો માલ કુરૈશ પાસેથી લૂંટવામાં આવ્યો હતો તેની વહેંચણી વિષે મુસલમાનો વચ્ચે વિવાદ ઊભો થઈ ગયો. કેમ કે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી આ લોકોને પહેલીવાર ઈસ્લામના નેજા હેઠળ લડવાની તક પ્રાપ્ત થઈ હતી એટલા માટે તેમને ખબર ન હતી કે આ ધર્મમાં યુદ્ધ અને તેમાંથી ઊભી થતી સમસ્યાઓ વિષે શું નિયમો છે. કેટલીક આરંભિક સૂચનાઓ સૂરઃ બકરહ અને સૂરઃ મુહમ્મદમાં આપી દેવામાં આવી હતી પરંતુ "યુદ્ધની સભ્યતા" નો પાયો હજુ નખાયો ન હતો. સભ્યતાના ઘણાં મામલાઓની જેમ મુસલમાનો હજુ સુધી યુદ્ધના મામલામાં પણ મોટાભાગે જૂની જહાલતના ખ્યાલો ધરાવતા હતાં. એટલા માટે બદ્રની લડાઈમાં કાફિરોના પરાજય પછી જે લોકોએ જે કંઈ ગનીમતનો માલ લૂંટ્યો હતો તેઓ આરબોની જૂની રીત પ્રમાણે પોતાને તેના માલિક માની બેઠા હતાં. પરંતુ એક બીજો વર્ગ કે જેણે ગનીમતના માલ તરફ જોવાને બદલે કાફિરોની પીછો કર્યો હતો, તેણે આ દાવો કર્યો કે આ માલમાં અમારો પણ સરખો ભાગ છે કેમ કે જો અમે દુશ્મનનો પીછો કરીને તેને દૂર સુધી ભગાડી ન દેત અને તમારી જેમ ગનીમતનો માલ લૂંટવામાં લાગી જાત તો શકય હતું કે દુશ્મન પાછો વળીને હુમલો કરી દેત અને વિજય પરાજયમાં પલટાઈ જાત. એક ત્રીજા વર્ગે પણ જે રસૂલુલ્લાહ સ.અ.વ.ની રક્ષા કરી રહ્યું હતું, પણ પોતાનો દાવો રજૂ કર્યો. તેનું કહેવું આ હતું કે સૌથી વધુ કિંમતી સેવા તો એ યુદ્ધમાં અમે બજાવી છે, જો અમે રસૂલુલ્લાહ સ.અ.વ.ની આસપાસ અમારા પ્રાણોનો ઘેરો બનાવી દીધો ન હોત અને આપને કોઈ ઈજા પહોંચી જાત તો વિજય જ કયાંથી મળ્યો હોત કે જેથી કોઈ ગનીમતનો માલ હાથમાં આવત અને તેની વહેંચણીનો પ્રશ્ન ઊભો

થાત. પરંતુ માલ ખરેખર જે વર્ગના કબજામાં હતો તેની માલિકી માટે જો કે કોઈ પુરાવાની જરૂર ન હતી અને તે દલીલની આ સચ્ચાઈ સ્વીકારવા માટે તૈયાર ન હતાં કે વાસ્તવિક બનેલી ઘટના તેના જોરે બદલાઈ જાય. છેવટે આ ઝઘડાએ કડવાશનું રૂપ લેવા માંડ્યું અને વાણીથી દિલો સુધી તેની કડવાશ ફેલાવા માંડી.

આ હતો એ મનોવૈજ્ઞાનિક પ્રસંગ જેને અલ્લાહતઆલાએ સૂરઃ અન્ફાલ ઊતારવા માટે પસંદ કર્યો અને યુદ્ધની સમીક્ષાનો આરંભ આ જ પ્રશ્નથી કર્યો. બીજું, પહેલું જ કથન કે જે કહેવામાં આવ્યું તેમાં જ સવાલનો જવાબ રહેલો હતો. કહેવામાં આવ્યું : ''તમને માલેગનીમત વિષે પૂછે છે ?'' આ માલને ગનીમતનો માલ ''ગનાઈમ'' ના બદલે અન્ફાલ શબ્દ વડે વ્યકત કરવો તે પોતે જ પોતાની અંદર પ્રશ્નનો જવાબ ધરાવે છે. અન્ફાલ શબ્દ નફ્લનું બહુવચન છે. અરબી ભાષામાં નફ્લ એ વસ્તુને કહેવામાં આવે છે જે વ્યાજબી અથવા હકક કરતાં વધારે હોય. જયારે આ નોકર તરફથી હોય ત્યારે તેનો અર્થ એ સ્વૈચ્છિક સેવા હોય છે જે એક નોકર તેના માલિક માટે કર્તવ્ય ઉપરાંત સ્વૈચ્છિક રીતે બજાવે છે, અને જયારે આ માલિક તરફથી હોય ત્યારે તેનો અર્થ એ ભેટ અને ઇનામ થઈ જાય છે જે માલિક તેના નોકરને તેના હકક ઉપરાંત વધારામાં આપે છે. તેથી આ આયતનો અર્થ આ થયો કે આ ઝઘડો, આ વિવાદ, આ સવાલ-જવાબ, શું ખુદાના બક્ષેલા ઇનામો વિષે થઈ રહ્યો છે ? જો વાત આ છે તો તમે લોકો આમના માલિક અને મુખત્યાર કયાં બની રહ્યાં છો કે જાતે જ તેમની વહેંચણીનો ફેંસલો કરો. માલ જેનો આપેલો છે તે જ ફેંસલો કરશે કે કોને આપવામાં આવે અને કોને નહીં અને જેને પણ આપવામાં આવે તેને કેટલો આપવામાં આવે.

યુદ્ધની બાબતમાં આ એક ઘણી મોટી નૈતિક સુધારણા હતી. મુસલમાનની લડાઈ દુનિયાના ભૌતિક ફાયદા સમેટવા માટે નથી બલકે દુનિયાના નૈતિક અને સાંસ્કૃતિક બગાડને સત્યના સિદ્ધાંતો પ્રમાણે સુધારવા માટે છે આ લડાઈ છેવટના ઉપાય તરીકે એ વખતે અપનાવવામાં આવે છે જયારે આડે આવતી શક્તિઓ સંદેશ અને પ્રસાર દ્વારા સુધારણાને અશકય બનાવી દે. તેથી, સુધારકોની નજર તેમના ધ્યેય ઉપર હોવી જોઈએ નહીં કે એ ફાયદાઓ ઉપર જે લક્ષ્ય પ્રાપ્તિ માટે પ્રયાસ કરતી વખતે ઈનામના રૂપમાં ખુદાની મહેરબાનીથી પ્રાપ્ત થાય. આ ફાયદાઓથી જો શરૂઆતમાં જ તેમની નજર હટાવી દેવામાં ન આવે તો ટૂંક સમયમાં જ નૈતિક પતન પેદા થઈને આ જ ફાયદા ધ્યેય બની જાય.

બીજું, આ યુદ્ધ વિષેનો એક ખૂબ જ મોટો વ્યવસ્થાકીય સુધારો પણ હતો. પહેલાના જમાનામાં એવો રિવાજ હતો કે જે માલ જેના હાથમાં આવે તે જ તેનો માલિક ગણાતો હતો અથવા રાજા અથવા સેનાપતિ બધાં જ ગનીમતનો માલ પોતાના કબજામાં લઈ લેતાં. પહેલી રીતમાં મોટાભાગે એવું થતું હતું કે વિજેતા લશ્કરો વચ્ચે ગનીમતના માલ માટે પડાપડી શરૂ થઈ જતી હતી. અને ઘણી વખતે તેમની આંતરિક લડાઈ વિજયને પરાજયમાં બદલી નાખતી હતી. બીજી પરિસ્થિતિમાં સૌનિકોને ચોરીની ટેવ પડી જતી હતી અને તેઓ ગનીમતનો માલ સંતાડવાનો પ્રયાસ કરતા હતાં. કુર્આને અન્ફાલને અલ્લાહ અને રસૂલનો માલ ઠરાવીને પહેલાં તો આ નિયમ બનાવી દીધો કે બધો જ ગનીમતનો માલ લાવીને વધ-ઘટ કર્યા વિના ઇમામની સામે મૂકી દેવામાં આવે અને એક સોય સુદ્ધાં છૂપાવીને રખાય નહીં. પછી આગળ જતાં આ માલની વહેંચણીનો કાનૂન બનાવી દીધો કે પાંચમો ભાગ ખુદાના કામો તથા એ ગરીબ લોકોની મદદ માટે બૈતુલમાલ એટલે કે રાજયભંડોળમાં રાખી લેવામાં આવે અને બાકીના ચાર ભાગ સમસ્ત લશ્કર વચ્ચે વહેંચી દેવામાં આવે કે જેણે યુદ્ધમાં ભાગ લીધો હોય. આમ, એ બન્ને દૂષણો નાબૂદ થઈ ગયાં જે જહાલતકાળની પ્રથામાં હતાં.

وَجِلَتْ قُلُوْبُهُمْ وَ اِذَا تُلِيَتْ عَلَيْهِمْ اٰيٰتُهٗ زَادَتْهُمْ اِيْمَانًا
وَّ عَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ۚ﴿۲﴾ الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَ مِمَّا
رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ؕ﴿۳﴾ اُولٰٓئِكَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا ؕ لَهُمْ
دَرَجٰتٌ عِنْدَ رَبِّهِمْ وَ مَغْفِرَةٌ وَّ رِزْقٌ كَرِيْمٌ ۚ﴿۴﴾ كَمَاۤ اَخْرَجَكَ

**ધ્રુજી જાય છે અને જ્યારે અલ્લાહની આયતો તેમની સામે વાંચવામાં આવે છે ત્યારે તેમનું ઈમાન વધી જાય છે,[૨] અને તેઓ તેમના માલિક ઉપર ભરોસો રાખે છે, જે નમાઝ કાયમ કરે છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી (અમારા માર્ગમાં) ખર્ચ કરે છે. આવા જ લોકો સાચા મોમિન છે. તેમના માટે તેમના માલિકની પાસે મોટાં દરજ્જા છે, કસૂરો પ્રત્યે દરગુજર છે[૩] અને ઉત્તમ રોજી છે. (આ માલેગનીમતની બાબતમાં પણ એવી જ સ્થિતિ સામે આવી રહી છે જેવી એ વખતે સામે આવી હતી કે જ્યારે) તારો માલિક તને સત્ય સાથે**

આ જગ્યાએ બીજો એક નાજુક મુદ્દો એ પણ ધ્યાનમાં રહેવો જોઈએ કે અહીં અન્ફાલના કિસ્સાને માત્ર આટલું જ કહીને સમાપ્ત કરી દેવામાં આવ્યો છે કે આ અલ્લાહ અને તેના રસૂલનાં છે. વહેંચણીના પ્રશ્નને અહીં સ્પર્શ કરવામાં આવ્યો નથી કે જેથી સૌ પ્રથમ આજ્ઞાંકિતપણું અને સમર્પણ પૂર્ણ થઈ જાય. આના પછી થોડા રુકૂઓ પછી જણાવવામાં આવ્યું કે આ માલની વહેંચણી કેવી રીતે કરવામાં આવે. એટલા જ માટે અહીં તેમને ''અન્ફાલ'' કહેવામાં આવ્યાં છે. અને પાંચમા રુકૂઅમાં જ્યારે વહેંચણીનો હુકમ વર્ણવવાનો અવસર આવ્યો ત્યારે આ જ માલને ''ગનાઈમ'' શબ્દ વડે વ્યકત કરવામાં આવ્યો.

(૨) એટલે કે એવા દરેક પ્રસંગે કે જયારે અલ્લાહનો કોઈ હુકમ માણસની સામે આવે અને તે આનું સમર્થન કરીને આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દે ત્યારે તે માણસના ઈમાનમાં વૃદ્ધિ થાય છે. આવા દરેક પ્રસંગે કે જયારે કોઈ વસ્તુ માણસની ઈચ્છા વિરૂદ્ધ, તેના મત અને ખ્યાલો તથા વિચારધારાની વિરૂદ્ધ અલ્લાહના ગ્રંથ અને તેના રસૂલના માર્ગદર્શનમાં મળે અને માણસ તેને માનીને ખુદા અને રસૂલના હુકમને બદલી નાખવાના બદલે પોતાની જાતને બદલી નાખે અને તેને સ્વીકારવામાં તકલીફ સહન કરી લે તો તેનાથી માણસના ઈમાનને વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. આનાથી ઊલટું, જો આવું કરવામાં માણસ પાછીપાની કરે ત્યારે તેના ઈમાનની રૂહ નીકળવા માંડે છે. આમ, આના ઉપરથી જણાયું કે ઈમાન કોઈ સ્થિર અને જડ વસ્તુ નથી, અને સમર્થન તથા સમર્થનનો અભાવ માત્ર એક વખતનું જ નથી કે જો માણસે માન્યું નહીં તો તે માત્ર એક વખતનો જ ઈનકાર બની રહ્યો, અને જો તેણે માની લીધું તો તે પણ એક જ વખતનું માનવું બની રહ્યું. ના, બલકે સમર્થન અને ઈનકાર બન્નેમાં ઘટાડા અને વૃદ્ધિનો ગુણ રહેલો છે. દરેક ઈનકારની સ્થિતિ ઘટી પણ શકે છે અને વધી પણ શકે છે. અને આવી જ રીતે દરેક

رَبُّكَ مِنْۢ بَيْتِكَ بِالْحَقِّ ۪ وَ اِنَّ فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ لَكٰرِهُوْنَ ۙ﴿۵﴾ يُجَادِلُوْنَكَ فِى الْحَقِّ بَعْدَ مَا تَبَيَّنَ كَاَنَّمَا يُسَاقُوْنَ اِلَى الْمَوْتِ وَهُمْ يَنْظُرُوْنَ ؕ﴿۶﴾ وَ اِذْ يَعِدُكُمُ اللّٰهُ اِحْدَى الطَّآئِفَتَيْنِ اَنَّهَا

**તારા ઘરેથી કાઢી લાવ્યો હતો અને મોમિનોમાંથી એક જૂથને આ ભારે નાપસંદ હતું. તેઓ આ સત્યના મામલામાં તારી સાથે વિવાદ કરી રહ્યા હતાં જો કે હકીકતમાં એ તદ્દન સ્પષ્ટ થઈ ગયેલું હતું. તેમની હાલત આ હતી કે જાણે તેઓ દેખતી આંખે મૃત્યુ તરફ હંકારવામાં આવી રહ્યાં છે.[૪]**

**યાદ કરો એ પ્રસંગ જ્યારે અલ્લાહ તમારી સાથે વાયદો કરી રહ્યો હતો કે બન્ને જૂથોમાંથી એક તમને**

એકરાર તથા સમર્થનમાં વૃદ્ધિ પણ થઈ શકે છે અને ઘટાડો પણ. અલબત્ત, શરઈ કાનૂનના હુકમોની દૃષ્ટિએ સામાજિક વ્યવસ્થામાં હકકો અને હેસિયતોનું જ્યારે નિર્ધારણ કરવામાં આવશે ત્યારે સમર્થન અને ઈનકાર બન્નેને ફકત એક જ વખત ગણતરીમાં લેવામાં આવશે. ઈસ્લામી સમાજમાં બધા જ માનનારા લોકોના કાયદાકીય હકકો અને કર્તવ્યો સમાન રહેશે પછી ભલે તેમની વચ્ચે માનવાના દરજ્જામાં ગમે તેટલો તફાવત હોય. અને બધાં ન માનનારા પણ એક જ વખતમાં ઝિમ્મી (ઈસ્લામી રાજયનો બિનમુસ્લિમ નાગરિક) અથવા હરબી (ઈસ્લામ સામે યુદ્ધે ચઢેલો માણસ) અથવા મુઆહિદ અને મુસાલિમ (સંધિ કરનાર અને સુલેહ કરનાર) ગણવામાં આવશે, ભલે પછી કુફ્રની દૃષ્ટિએ તેમની વચ્ચે દરજ્જાઓમાં ગમે તેટલો ફરક હોય.

(૩) ગુન્હા મોટામાં મોટા તથા સારામાં સારા ઈમાનવાળા દ્વારા પણ થઈ શકે છે અને થયાં છે, અને જયાં સુધી મનુષ્ય મનુષ્ય છે ત્યાં સુધી એ મુશ્કેલ છે કે તેનો કર્મનો ચોપડો પૂરેપૂરો ઉચ્ચકક્ષાના કર્મોનો બનેલો હોય અને ભૂલચૂક, ઢીલ, ઉણપથી મુકત રહે. પરંતુ અલ્લાહતઆલાની કૃપાઓમાંથી આ પણ એક મોટી કૃપા છે કે જયારે મનુષ્ય બંદગીની અનિવાર્ય શરતો પૂરી કરી દે છે ત્યારે અલ્લાહ તેની ખામીઓની અવગણના કરી દે છે અને તેની સેવાઓ કે જે બદલાને પાત્ર હોય છે, તેનાથી થોડો વધારે બદલો પોતાની કૃપાથી તેને એનાયત કરે છે. નહીં તો જો આવો કાયદો ઠરાવવામાં આવ્યો હોત કે દરેક ગુન્હા બદલ સજા અને દરેક સેવાનો બદલો અલગ અલગ આપવામાં આવે તો કોઈ મોટામાં મોટો સદાચારી માણસ પણ સજામાંથી બચી ન શકત.

(૪) એટલે કે જેવી રીતે એ વખતે આ લોકો જોખમનો સામનો કરવાથી ગભરાઈ રહ્યા હતાં, જો કે સત્યનો તકાદો એ વખતે આ જ હતો કે જોખમમાં કૂદી પડે, એવી જ રીતે આજે તેમને ગનીમતનો માલ હાથમાંથી જતો કરવાનું ગમી રહ્યું ન હતું. જો કે સત્યનો તકાદો આ જ છે કે તેઓ તેને છોડી દે અને હુકમની રાહ જુએ. બીજો અર્થ આ પણ થઈ શકે છે કે જો અલ્લાહનું આજ્ઞાપાલન કરશો અને તમારા મનની ઈચ્છાઓને બદલે રસૂલનું કહ્યું માનશો તો એવું જ સારૂં પરિણામ જોશો જેવું હમણાં જ બદ્રની લડાઈ વખતે જોઈ ગયાં છો કે તમને કુરૈશી લશ્કરના મુકાબલા માટે જવાનું જરા પણ પસંદ ન હતું અને તેને તમે મૃત્યુનો સંદેશ માની રહ્યા હતાં પરંતુ જયારે ખુદા અને

لَكُمْ وَ تَوَدُّوْنَ اَنَّ غَيْرَ ذَاتِ الشَّوْكَةِ تَكُوْنُ لَكُمْ وَ يُرِيْدُ اللّٰهُ
اَنْ يُّحِقَّ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَ يَقْطَعَ دَابِرَ الْكٰفِرِيْنَ ۙ﴿۷﴾ لِيُحِقَّ الْحَقَّ
وَ يُبْطِلَ الْبَاطِلَ وَ لَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ۚ﴿۸﴾ اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ
فَاسْتَجَابَ لَكُمْ اَنِّيْ مُمِدُّكُمْ بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِيْنَ ﴿۹﴾
وَ مَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى وَ لِتَطْمَئِنَّ بِهٖ قُلُوْبُكُمْ ۚ وَ مَا النَّصْرُ اِلَّا

**મળી જશે.[૫] તમે ઇચ્છતા હતાં કે કમજોર જૂથ તમને મળે.[૬] પરંતુ અલ્લાહનો ઇરાદો આ હતો કે તેના કથનો વડે સત્યને સત્ય કરી દેખાડે અને કાફિરોના મૂળ કાપી નાખે જેથી સત્ય સત્ય થઈને રહે અને અસત્ય અસત્ય બનીને રહી જાય ભલે પછી અપરાધીઓને આ ગમે તેટલું નાપસંદ હોય.[૭]**

**અને એ પ્રસંગ કે જ્યારે તમે તમારા માલિકને ફરિયાદ કરી રહ્યા હતાં. જવાબમાં તેણે કહ્યું કે હું તમારી મદદ માટે એક પછી એક હજાર ફરિશ્તા મોકલી રહ્યો છું. આ વાત અલ્લાહે તમને માત્ર એટલા માટે જણાવી દીધી કે તમને ખુશખબર મળે અને તમારા હૃદય આનાથી સંતોષ પામે, નહીં તો મદદ જ્યારે પણ હોય છે ત્યારે અલ્લાહ**

રસૂલના હુકમનું પાલન કર્યું તો આ જ જોખમભર્યું કામ તમારા માટે જીવન સંદેશ પુરવાર થયું.

કુર્આનની આ આયત સાથોસાથ એ રિવાયતોનું પણ ખંડન કરી રહી છે જે બદ્રની લડાઈ વિષે સામાન્ય રીતે સીરત અને ધર્મયુદ્ધોના પુસ્તકોમાં નોંધવામાં આવે છે, એટલે કે શરૂઆતમાં નબી સ.અ.વ. તથા મુસલમાનો કાફલાને લૂંટવા માટે મદીનાથી રવાના થયા હતાં. પછી થોડા અંતરે જઈને જ્યારે ખબર પડી કે કુરૈશનું લશ્કર કાફલાના રક્ષણ માટે આવી રહ્યું છે ત્યારે આ ચર્ચા-વિચારણા કરવામાં આવી કે કાફલા ઉપર હુમલો કરવામાં આવે કે પછી લશ્કરનો મુકાબલો ? આ નિવેદનથી ઊલટું કુર્આન આ દર્શાવી રહ્યું છે કે જ્યારે નબી સ.અ.વ.પોતાના ઘરેથી નીકળ્યા હતાં એ જ વખતે આ જ સાચી વાત આપની સામે હતી કે કુરૈશના લશ્કરનો નિર્ણાયક મુકાબલો કરવામાં આવે અને આ ચર્ચા-વિચારણા પણ એ જ વખતે થઈ હતી કે કાફલા અને લશ્કરમાંથી કોને હુમલા માટે પસંદ કરવામાં આવે. અને મુસલમાનો ઉપર આ હકીકત સ્પષ્ટ થઈ ગઈ હતી કે લશ્કરને જ ખતમ કરવાનું જરૂરી છે તો પણ તેમનામાંથી એક જૂથ તેનાથી બચવા માટે દલીલ કરતું રહ્યું અને છેવટે અંતિમ ફેંસલો એ લેવામાં આવ્યો કે લશ્કરની જ તરફ જવું જોઈએ. ત્યારે આ જૂથ મદીનાથી એવા વિચાર કરતું નીકળ્યું કે અમે સીધા જ મોતના મોંમાં ધકેલવામાં આવી રહ્યાં છીએ.

(૫) એટલે કે વેપારી કાફલો અથવા કુરૈશનું લશ્કર.




مِنْ عِنْدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ عَزِیْزٌ حَكِیْمٌ ۠ ۝١٠ اِذْ یُغَشِّیْكُمُ النُّعَاسَ اَمَنَةً
مِّنْهُ وَ یُنَزِّلُ عَلَیْكُمْ مِّنَ السَّمَآءِ مَآءً لِّیُطَهِّرَكُمْ بِهٖ وَ یُذْهِبَ
عَنْكُمْ رِجْزَ الشَّیْطٰنِ وَ لِیَرْبِطَ عَلٰی قُلُوْبِكُمْ وَ یُثَبِّتَ بِهِ
الْاَقْدَامَ ۝١١ اِذْ یُوْحِیْ رَبُّكَ اِلَی الْمَلٰٓىِٕكَةِ اَنِّیْ مَعَكُمْ فَثَبِّتُوا
الَّذِیْنَ اٰمَنُوْا ؕ سَاُلْقِیْ فِیْ قُلُوْبِ الَّذِیْنَ كَفَرُوا الرُّعْبَ فَاضْرِبُوْا

---

**તરફથી જ હોય છે, બેશક અલ્લાહ જબરજસ્ત અને ડહાપણવાળો છે. (રુકૂઅ ૧)**

**અને એ સમય કે જ્યારે અલ્લાહ તેના તરફથી ઘેનના રૂપમાં તમારી ઉપર સંતોષ અને નિર્ભયતાની સ્થિતિ છવાઈ રહ્યો હતો,[૭] અને આકાશમાંથી તમારી ઉપર પાણી વરસાવી રહ્યો હતો કે જેથી તમને પાક કરે અને તમારી ઉપરથી શેતાને નાખેલી ગંદકી દૂર કરે અને તમારી હિંમત બંધાવે અને તેના વડે તમારા કદમ જમાવી દે.[૯]**

**અને એ સમય કે જ્યારે તમારો માલિક ફરિશ્તાઓને ઈશારો કરી રહ્યો હતો કે "હું તમારી સાથે છું, તમે ઈમાનવાળાઓને મક્કમ રાખો, હું હમણાં જ આ કાફિરોના દિલોમાં ધાક બેસાડી દઊં છું, પછી તમે તેમની**

---

(૬) એટલે કે કાફલો કે જેની સાથે માત્ર ૩૦-૪૦ રક્ષકો જ હતાં.

(૭) આના ઉપરથી જ ખ્યાલ આવે છે કે એ વખતે હકીકતમાં કેવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ હતી. અમે સૂરઃ ની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ કુરૈશના લશ્કરની આગેકૂચથી ખરેખર પ્રશ્ન એ ઊભો થઈ ગયો હતો કે ઈસ્લામી સંદેશ અને જહાલતની વ્યવસ્થા બન્નેમાંથી કોને આરબપ્રદેશમાં જીવતા રહેવું છે. જો મુસલમાનો એ વખતે વીરતાપૂર્વક મુકાબલા માટે નીકળ્યાં ન હોત તો ઈસ્લામ માટે જીવનની કોઈ તક બાકી રહી ન હોત. આનાથી વિરૂદ્ધ મુસલમાનોના નીકળવાથી અને પહેલાંથી જ કુરૈશની શક્તિ ઉપર ભરપૂર વાર કરીને પ્રહાર કરી દેવાથી આ પરિસ્થિતિ ઊભી થઈ જેના કારણે ઈસ્લામને મજબૂત થવાની તક મળી ગઈ અને પછી તેના મુકાબલામાં જહાલતની વ્યવસ્થા સતત પરાજિત થતી ગઈ.

(૮) આ જ અનુભવ મુસલમાનોને ઉહુદની લડાઈમાં થયો જે અંગે આલેઈમરાનની ૧૫૪ મી આયતમાં ઉલ્લેખ કરવામાં આવેલો છે. અને બન્ને પ્રસંગોએ કારણ એ જ એક હતું કે જે સ્થિતિ અતિભયાનક અને ગભરામણની હતી, એ વખતે અલ્લાહે મુસલમાનોના દિલોને એવી શાંતિથી ભરી દીધાં કે તેમની ઉપર ઘેન છવાવા માંડ્યું.

(૯) આ ઘટના એ રાતની છે જેની સવારે બદ્રની લડાઈ થઈ. આ વરસાદના ત્રણ લાભ થયાં. એક તો

فَوْقَ الْاَعْنَاقِ وَاضْرِبُوْا مِنْهُمْ كُلَّ بَنَانٍ ﴿۱۲﴾ ذٰلِكَ بِاَنَّهُمْ
شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ يُّشَاقِقِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاِنَّ اللّٰهَ
شَدِيْدُ الْعِقَابِ ﴿۱۳﴾ ذٰلِكُمْ فَذُوْقُوْهُ وَاَنَّ لِلْكٰفِرِيْنَ عَذَابَ
النَّارِ ﴿۱۴﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا زَحْفًا فَلَا
تُوَلُّوْهُمُ الْاَدْبَارَ ﴿۱۵﴾ وَمَنْ يُّوَلِّهِمْ يَوْمَئِذٍ دُبُرَهٗۤ اِلَّا مُتَحَرِّفًا

**ગરદનો ઉપર વાર કરો અને સાંધેસાંધા ઉપર પ્રહાર કરો.''[૧૦] આ એટલા માટે કે એ લોકોએ અલ્લાહ અને તેના રસૂલનો સામનો કર્યો અને જે અલ્લાહ અને તેના રસૂલનો સામનો કરે અલ્લાહ તેના માટે અત્યંત સખત પકડ કરનાર છે[૧૧] —— આ[૧૨] છે તમારી સજા, હવે આનો સ્વાદ ચાખો, અને તમે જાણી લો કે સત્યનો ઈનકાર કરનારાઓ માટે દોજખની સજા છે.**

**હે ઈમાન લાવનારાઓ, જ્યારે તમે એક લશ્કરના રૂપમાં કાફિરો સામે સામસામે આવી જાઓ ત્યારે તેમનો મુકાબલો કરવામાં પીઠ ન દેખાડો. જેણે આવા પ્રસંગે પીઠ દેખાડી —— સિવાય કે લડાઈના વ્યૂહના રૂપમાં**

આ કે મુસલમાનોને પાણીનો પૂરતો જથ્થો મળી ગયો અને તેમણે તરત કુંડીઓ બનાવી બનાવીને વરસાદના પાણીનો સંગ્રહ કરી લીધો. બીજો આ કે, મુસલમાનો તળેટીના ઉપરના ભાગમાં હતાં તેથી વરસાદના કારણે રેતી જામી ગઈ અને જમીન એટલી સખત થઈ ગઈ કે તેની ઉપર મજબૂતાઈથી પગ મૂકી શકાય અને હલનચલન સરળતાથી થઈ શકે. ત્રીજું આ કે, કાફિરોનું લશ્કર નીચાણવાળા ભાગમાં હતું તેથી ત્યાં આ વરસાદના કારણે કાદવ થઈ ગયો અને પગ ખૂંપવા માંડયાં.

શેતાન દ્વારા નાખવામાં આવેલી ગંદકીનો અર્થ એ દરેક ભય અને ગભરામણની સ્થિતિ હતી જેમાં મુસલમાનો શરૂઆતમાં મુકાયેલા હતાં.

(૧૦) જે સૈદ્ધાંતિક વાતો કુર્આન મારફતે જાણવા મળી છે તેના આધારે અમે એમ માનીએ છીએ કે ફરિશ્તાઓ પાસેથી લડાઈમાં આ કામ લેવામાં આવ્યું નહીં હોય કે તેઓ પોતે હથિયાર ચલાવવાનું કામ કરે, બલકે કદાચ આનું સ્વરૂપ એવું હશે કે કાફિરો ઉપર જે પ્રહાર મુસલમાનો કરે તે ફરિશ્તાઓની મદદથી બરાબર વાગે અને ઘાતક પુરવાર થાય, આ બાબતે સાચું શું છે તે તો અલ્લાહ જ જાણે છે. વલ્લાહુ આલમ બિસ્સવાબ. (આ બાબતે સાચું શું છે તે તો અલ્લાહ જ જાણે છે.)

(૧૧) અહીં સુધી બદ્રની લડાઈની જે જે ઘટનાઓ એક પછી એક યાદ દેવડાવવામાં આવી છે તેનો હેતુ

لِّقِتَالٍ اَوْ مُتَحَيِّزًا اِلٰى فِئَةٍ فَقَدْ بَآءَ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَ
مَاْوٰىهُ جَهَنَّمُ ؕ وَ بِئْسَ الْمَصِيْرُ ﴿۱۶﴾ فَلَمْ تَقْتُلُوْهُمْ وَ لٰكِنَّ
اللّٰهَ قَتَلَهُمْ ۪ وَ مَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَ لٰكِنَّ اللّٰهَ رَمٰى ۚ وَ لِيُبْلِيَ
الْمُؤْمِنِيْنَ مِنْهُ بَلَآءً حَسَنًا ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۱۷﴾

**આવું કરે અથવા કોઈ બીજા લશ્કર સાથે જોડાઈ જવા માટે — તો તે અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ જશે, તેનું ઠેકાણું જહન્નમ હશે, અને તે પાછા ફરવાનું ઘણું ખરાબ સ્થાન છે.**[૧૩]

**તો હકીકત આ છે કે તમે તેમને કતલ નથી કર્યા બલકે અલ્લાહે તેમને કતલ કર્યા અને તેં નથી ફેંક્યું બલકે અલ્લાહે ફેંક્યું[૧૪] (અને મોમિનોના હાથ જે આ કામમાં ઉપયોગમાં લેવામાં આવ્યાં) તો આ એટલા માટે હતું કે અલ્લાહ મોમિનોને એક ઉત્તમ અજમાયશમાંથી સફળતાપૂર્વક પસાર કરી દે, નિઃશંક અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.**

હકીકતમાં ''અન્ફાલ'' શબ્દનો અર્થ સ્પષ્ટ કરવાનો છે. શરૂઆતમાં કહેવામાં આવ્યું હતું કે આ ગનીમતના માલને પોતાના બહાદુરીનું ફળ માનીને આના માલિક અને મુખત્યાર કયાં બની રહ્યાં છો. હકીકતમાં આ તો ખુદાની દેણગી છે અને આપનાર પોતે જ આ માલનો કુલમુખત્યાર છે. હવે આના પુરાવારૂપે આ ઘટનાઓ વર્ણવવામાં આવી છે કે આ વિજયમાં તમે જાતે જ હિસાબ માંડીને જોઈ લો કે તમારી પોતાની શૂરવીરતા અને હિંમતનો કેટલો હિસ્સો હતો અને અલ્લાહની મહેરબાનીનો કેટલો હિસ્સો.

(૧૨) સંબોધનની દિશા એકાએક કાફિરો તરફ ફરી ગઈ છે જેમના સજાપાત્ર હોવાનો ઉલ્લેખ ઉપરની આયતમાં થયો હતો.

(૧૩) શત્રુના ભારે દબાણ હેઠળ વ્યૂહાત્મક પીછેહઠ (Orderly Retreat) ગેરકાનૂની નથી જયારે તેનો હેતુ પોતાના પાછળના મથકની તરફ પાછા વળવાનો અથવા પોતાના જ લશ્કરના બીજા કોઈ ભાગ સાથે ભળી જવાનો હોય. અલબત્ત, જે વસ્તુની મનાઈ કરવામાં આવી છે તે સદંતર હાર પછીની નાસભાગ (Rout) છે જે કોઈ લશ્કરી હેતુ માટે નહીં બલકે માત્ર કાયરતા અને પરાજિત થઈ જવાના કારણે હોય છે અને એટલા માટે થાય છે કે ભાગેડુ માણસને તેના ધ્યેય કરતાં જીવ વધારે વહાલો હોય છે. આ પલાયનને મોટા ગુન્હાઓમાં ગણવામાં આવેલો છે. એટલા માટે નબી સ.અ.વ. કહે છે કે ત્રણ ગુન્હા એવાં છે કે તેમની સાથે કોઈ ભલાઈ ફાયદો આપતી નથી. એક શિર્ક, બીજું માતાપિતાનો હક્ક ડુબાડવો, ત્રીજું અલ્લાહની રાહમાં લડાઈના મેદાનમાંથી ભાગી જવું. આવી જ રીતે બીજી એક હદીસમાં નબી સ.અ.વ.એ સાત મોટાં ગુન્હાઓનો ઉલ્લેખ કર્યો છે જે માણસ માટે વિનાશકારક તથા તેના આખિરતના પરિણામ માટે વિનાશ કરનારા છે. આમાંથી એક ગુન્હો આ પણ છે કે માણસ કુફ્ર અને ઈસ્લામની લડાઈમાં કાફિરની સામે પૂંઠ દેખાડીને ભાગે. આ કૃત્યને આવડો મોટો ગુન્હો ગણવાનું કારણ

ذٰلِكُمْ وَ اَنَّ اللّٰهَ مُوْهِنُ كَيْدِ الْكٰفِرِيْنَ ﴿١٨﴾ اِنْ تَسْتَفْتِحُوْا
فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ ۚ وَ اِنْ تَنْتَهُوْا فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَ اِنْ
تَعُوْدُوْا نَعُدْ ۚ وَ لَنْ تُغْنِيَ عَنْكُمْ فِئَتُكُمْ شَيْـًٔا وَّ لَوْ كَثُرَتْ ۙ


وَ اَنَّ اللّٰهَ مَعَ الْمُؤْمِنِيْنَ ﴿١٩﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَطِيْعُوا
اللّٰهَ وَ رَسُوْلَهٗ وَ لَا تَوَلَّوْا عَنْهُ وَ اَنْتُمْ تَسْمَعُوْنَ ﴿٢٠﴾
وَ لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ قَالُوْا سَمِعْنَا وَ هُمْ لَا يَسْمَعُوْنَ ﴿٢١﴾

---

**આ વ્યવહાર તો તમારી સાથે છે અને કાફિરો સાથે વ્યવહાર આ છે કે અલ્લાહ તેમની ચાલોને કમજોર કરનાર છે. (આ કાફિરોને કહી દો) ''જો તમે ફેંસલો ઇચ્છતા હતાં તો લો, ફેંસલો તમારી સામે આવી ગયો.[૧૫] હવે અટકી જાઓ તો તમારા માટે જ સારું છે, નહીં તો ફરીથી પાછા વળીને જો આ જ મૂર્ખામીનું પુનરાવર્તન કરશો તો અમે પણ આ જ સજાનું પુનરાવર્તન કરીશું અને ભલે તમારો જથ્થો, ભલે ગમે તેટલો વધારે હોય, તમારા કોઈ કામમાં નહીં આવી શકે. અલ્લાહ મોમિનોની સાથે છે.'' (રુકૂઅ ૨)**

**હે ઈમાન લાવનારા, અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો અને હુકમ સાંભળી લીધા પછી તેની સાથે વિદ્રોહ ન કરો. એ લોકો જેવાં ન બની જાઓ જેમણે કહ્યું કે અમે સાંભળ્યું જો કે તેઓ સાંભળતાં નથી.[૧૬]**

---

ફકત આ જ નથી કે આ એક કાયરતાભર્યું કૃત્ય છે બલકે આનું કારણ આ છે કે એક માણસનું ભાગેડુપણું ઘણી વખત એક આખી ટુકડીને, અને એ ટુકડીનું ભાગેડુપણું સમગ્ર લશ્કરને ગભરાવી દઈને ભગાડી દે છે. અને પછી જયારે એક વખત કોઈ લશ્કરમાં નાસભાગ મચી જાય ત્યારે કંઈ કહી શકાતું નથી કે વિનાશ કઈ હદે જઈને અટકશે. આવી નાસભાગ માત્ર લશ્કર માટે વિનાશકારક નથી બલકે એ દેશ માટે પણ વિનાશક છે જેનું લશ્કર આવો પરાજય પામે.

(૧૪) બદ્રની લડાઈમાં જયારે મુસલમાનો અને કાફિરોના લશ્કર એકબીજાની સામે આવ્યાં અને સામસામે લડવાનો સમય આવી ગયો ત્યારે નબી સ.અ.વ.એ એક મુઠ્ઠી ભરીને રેતી હાથમાં લઈને شَاهَتِ الْوُجُوْه શબ્દો બોલીને કાફિરોની તરફ ફેંકી અને ફેંકતાની સાથે જ આપનો ઈશારો મળતાં મુસલમાનો એકીસાથે કાફિરો ઉપર તૂટી પડયાં. આ જ ઘટનાની તરફ અહીં ઈશારો કરવામાં આવ્યો છે.

اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنۡدَ اللّٰهِ الصُّمُّ الۡبُكۡمُ الَّذِيۡنَ لَا يَعۡقِلُوۡنَ ۝٢٢
وَلَوۡ عَلِمَ اللّٰهُ فِيۡهِمۡ خَيۡرًا لَّاَسۡمَعَهُمۡ‌ؕ وَلَوۡ اَسۡمَعَهُمۡ لَتَوَلَّوْا وَّ
هُمۡ مُّعۡرِضُوۡنَ ۝٢٣ يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اسۡتَجِيۡبُوۡا لِلّٰهِ وَلِلرَّسُوۡلِ
اِذَا دَعَاكُمۡ لِمَا يُحۡيِيۡكُمۡ‌ۚ وَاعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ يَحُوۡلُ بَيۡنَ الۡمَرۡءِ
وَقَلۡبِهٖ وَاَنَّهٗۤ اِلَيۡهِ تُحۡشَرُوۡنَ ۝٢٤ وَاتَّقُوۡا فِتۡنَةً لَّا تُصِيۡبَنَّ

**નિઃશંક ખુદાની નજીક સૌથી ખરાબ પ્રકારના પશુ એ બહેરા-મૂગાં લોકો છે[૧૭] જે બુદ્ધિનો ઉપયોગ કરતાં નથી. જો અલ્લાહને ખબર હોત કે તેમની અંદર થોડી પણ ભલાઈ છે તો તે જરૂર તેમને સાંભળવાની અનુકૂળતા આપત (પરંતુ ભલાઈ વિના) જો તે તેમને સંભળાવત તો તેઓ ઉપેક્ષાપૂર્વક મોઢું ફેરવી લેત.[૧૮]**

**હે ઈમાન લાવનારાં, અલ્લાહ અને તેના પયગમ્બરનો પોકાર સાંભળીને લબ્બૈક (હાજર છું) કહો કે જ્યારે પયગમ્બર તમને એ વસ્તુની તરફ બોલાવે જે તમને જીવન આપનારી છે, અને જાણી રાખો કે અલ્લાહ મનુષ્ય અને તેના હૃદય વચ્ચે છે અને તેની જ તરફ તમે સમેટવામાં આવશો.[૧૯] અને બચો એ આફતથી જેની મુસીબત ખાસ**

(૧૫) મક્કાથી નીકળતી વખતે મુશ્રિકોએ કા'બાનો પડદો પકડીને દુઆ માગી હતી કે હે ખુદા, બન્ને જૂથોમાંથી જે સારૂં છે તેને વિજય આપ. અને અબૂજહલે ખાસ કહ્યું હતું કે હે ખુદા, અમારામાંથી જે સચ્ચાઈ ઉપર હોય તેને વિજય આપ અને જે જુલમ ઉપર હોય તેને ફજેત કરી દે. આમ, અલ્લાહતઅલાએ તેમની મોં માગી દુઆઓ શબ્દશઃ પૂરી કરી દીધી અને ફેંસલો કરીને દર્શાવી દીધું કે બન્નેમાંથી કોણ સારો અને સચ્ચાઈ ઉપર છે.

(૧૬) અહીં સાંભળવાનો અર્થ એ સાંભળવું છે જે માનવા અને સ્વીકાર કરવાના અર્થમાં લેવામાં આવે છે. અહીં ઇશારો એ દંભીઓની તરફ છે જે ઇનામનો એકરાર તો કરતા હતાં પરંતુ હુકમોના પાલનથી વિમુખ થઈ જતા હતાં.

(૧૭) એટલે કે જે લોકો ન તો સત્યને સાંભળે છે, ન તો સત્ય બોલે છે. જેમનાં કાન અને જેમનાં મોઢાં સત્ય માટે બહેરાં અને મૂંગાં છે.

(૧૮) એટલે કે જયારે આ લોકોમાં ખુદમાં સત્યવાદ અને સત્ય માટે કામ કરવાની ભાવના નથી ત્યારે તેમને જો આદેશપાલનમાં લડાઈ માટે નીકળવાની અનુકૂળતા પણ કરી દેવામાં આવત તો આ લોકો જોખમનો પ્રસંગ આવતાં કોઈ પણ હિચકિચાટ વિના નાસી છૂટત અને તેમનો સંગાથ તમારા માટે લાભદાયી થવાને બદલે

الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَآصَّةً ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ
الْعِقَابِ ﴿٢٥﴾ وَاذْكُرُوْٓا اِذْ اَنْتُمْ قَلِيْلٌ مُّسْتَضْعَفُوْنَ فِى
الْاَرْضِ تَخَافُوْنَ اَنْ يَّتَخَطَّفَكُمُ النَّاسُ فَاٰوٰىكُمْ وَاَيَّدَكُمْ

**માત્ર એ જ લોકો સુધી સીમિત નહીં રહે જેમણે તમારામાંથી ગુનો કર્યો હોય.[૨૦] અને જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે. યાદ કરો એ સમય કે જ્યારે તમે થોડા હતાં, ભૂમિમાં તમને નબળા માનવામાં આવતા હતાં, તમે ડરતા રહેતા હતાં કે ક્યાંક લોકો તમને મિટાવી ન દે. પછી અલ્લાહે તમને આશ્રયસ્થાન પૂરું પાડી દીધું, તેની મદદ વડે**

ઊલટાનો નુકસાનકારક સાબિત થાત.

(૧૯) દંભના વલણથી માણસને બચાવવા માટે જો સૌથી વધુ અસરકારક કોઈ ઉપાય હોય તો તે માત્ર આ જ છે કે બે માન્યતાઓ માણસના મગજમાં ઊતરી જાય. એક આ કે, આ મામલો એ ખુદાની સાથે છે જે દિલોની હાલત સુદ્ધાં જાણે છે અને એવો રહસ્યનો જાણનાર છે કે માણસ પોતાના દિલમાં જે ઇરાદા, જે ઇચ્છાઓ, જે હેતુઓ અને ધ્યેયો અને જે વિચારો છૂપાવીને રાખે છે તે પણ તેની સામે ખુલ્લાં છે. બીજું આ કે, છેવટે જવાનું તો ખુદાની સામે જ છે, તેનાથી બચીને કયાંય ભાગી શકતાં નથી. આ બે માન્યતાઓ જેટલી વધારે મજબૂત હશે એટલો જ માણસ દંભથી દૂર રહેશે. એટલા જ માટે દંભની સામે ઉપદેશ અને શિખામણ આપવાના અનુસંધાનમાં કુર્આન આ બે માન્યતાઓનો ઉલ્લેખ વારંવાર કરે છે.

(૨૦) આનો અર્થ એ સામાજિક દૂષણો છે જે રોગચાળાની જેમ એવી આફત લઈને આવે છે જેમાં માત્ર ગુન્હા કરનારા લોકો જ સપડાતાં નથી બલકે એ લોકો પણ માર્યા જાય છે જે ગુનેગાર સમાજમાં રહેવાને ચલાવી લેતાં હોય. દા.ત. આને આવી રીતે સમજો કે જયાં સુધી કોઈ શહેરમાં ગંદકી કોઈ કોઈ જગ્યાએ થોડા સ્થળોમાં હોય છે ત્યારે તેની અસર સીમિત હોય છે અને તેમનાથી એ ખાસ લોકો જ પ્રભાવિત થાય છે જેમણે તેમના શરીર અને તેમના ઘરોને ગંદાં કરી લીધાં હોય. પરંતુ જયારે ત્યાં ગંદકી સર્વવ્યાપક બની જાય અને કોઈ પણ વર્ગ આખાય શહેરમાં એવો ન હોય કે જે આ દૂષણને અટકાવવા અને સફાઈની વ્યવસ્થા કરવા માટે પ્રયાસ કરે ત્યારે જમીન અને પાણી, દરેક વસ્તુમાં આ ગંદકી ફેલાઈ જાય છે અને તેના પરિણામે જે રોગચાળો ફેલાય છે તેની લપેટમાં ગંદકી ફેલાવનારા અને ગંદા રહેનારા તેમજ ગંદા વાતાવરણમાં જીવનારાં બધાં જ આવી જાય છે. આવી જ રીતે નૈતિક ગંદકીની સ્થિતિ પણ છે કે જો તે વ્યક્તિગત રીતે અમુક લોકોમાં હોય અને તંદુરસ્ત સમાજની ધાકથી દબાયેલી હોય ત્યારે તેના નુકસાન મર્યાદિત રહે છે પરંતુ જયારે સમાજનો સામાજિક અંતરાત્મા નબળો પડી જાય છે, જયારે નૈતિક બુરાઈઓને દબાવીને રાખવાની શક્તિ તેની અંદર બાકી રહેતી નથી, જયારે તેની વચ્ચે બૂરાં, નિર્લ્લજ અને અનૈતિક લોકો પોતાના મનની ગંદકીને જાહેરમાં ઉછાળવા અને ફેલાવવા માંડે છે અને જયારે સારા લોકો નિષ્ક્રીય વલણ (Passive attitude) અપનાવે છે અને વ્યક્તિગત

بِنَصۡرِهٖ وَ رَزَقَكُمۡ مِّنَ الطَّيِّبٰتِ لَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ ﴿۲۶﴾ يٰۤاَيُّهَا
الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَخُوۡنُوا اللّٰهَ وَ الرَّسُوۡلَ وَ تَخُوۡنُوۡۤا اَمٰنٰتِكُمۡ وَ اَنۡتُمۡ
تَعۡلَمُوۡنَ ﴿۲۷﴾ وَ اعۡلَمُوۡۤا اَنَّمَاۤ اَمۡوَالُكُمۡ وَ اَوۡلَادُكُمۡ فِتۡنَةٌ ۙ وَّ اَنَّ اللّٰهَ

**તમારા હાથ મજબૂત કર્યા અને તમને સારી જીવનસામગ્રી પહોંચાડી, કે કદાચ તમે આભારી બનો.[૨૧] હે ઈમાન લાવનારાં, ઈરાદાપૂર્વક અલ્લાહ અને તેના પયગમ્બરની સાથે દગો ન કરો, તમારી અમાનતોમાં[૨૨] વિશ્વાસઘાત ન કરો અને જાણી લો કે તમારો માલ અને તમારી સંતાન હકીકતમાં અજમાયશનો સામાન[૨૩] છે અને અલ્લાહની**

સારાપણા ઉપર સંતુષ્ટ તેમજ સામાજિક દૂષણો સામે મૂક બની જાય છે ત્યારે સાર્વજનિક રીતે સમગ્ર સમાજ ઉપર આફત આવી પડે છે અને આવી સર્વવ્યાપી આફત ફેલાઈ જાય છે જેમાં સૂકા જોડે લીલું પણ બળી જાય છે.

આમ, અલ્લાહતઆલાની વાણીનો આશય આ આયત દ્વારા આ છે કે પયગમ્બર જે સુધારણા અને માર્ગદર્શનના કામ માટે ઊઠયો છે તથા તમને જે સેવામાં મદદરૂપ થવા માટે બોલાવી રહ્યો છે તેમાં જ હકીકતમાં વ્યક્તિગત તેમજ સામાજિક બન્ને દૃષ્ટિએ તમારા માટે જીવન છે. જો આમાં હૃદયપૂર્વક નિખાલસતાથી ભાગ નહીં લો અને એ દૂષણો કે જે સમાજમાં ફેલાયેલાં છે સહન કરતાં રહેશો તો એવો સર્વવ્યાપી બગાડ ઉત્પન્ન થશે જેની આફત બધાને લપેટમાં લઈ લેશે ભલે પછી એવા ઘણાં લોકો તમારી અંદર રહેલાં હોય જેઓ સક્રિય રીતે બૂરૂં કરવામાં અને બૂરાઈ ફેલાવવામાં જવાબદાર ન હોય, બલકે તેમના અંગત જીવનમાં સારા જ કામો કરતાં હોય. આ એ જ વાત છે જેને સૂરઃ આ'રાફની ૧૬૩ થી ૧૬૬મી આયતોમાં સબ્તના લોકોનું ઐતિહાસિક ઉદાહરણ રજૂ કરતી વખતે જણાવવામાં આવી છે, અને આ જ એ દૃષ્ટિબિંદુ છે જેને ઇસ્લામી સુધારણાની લડાઈની પાયાની વિચારસરણી કહી શકાય છે.

(૨૧) અહીં આભારદર્શનનો શબ્દ ધ્યાન આપવા યોગ્ય છે. ઉપરથી ચાલ્યા આવતા પ્રવચનના અનુસંધાનને સામે રાખીએ તો સ્પષ્ટ થઈ જાય છે કે આ જગ્યાએ આભારદર્શનનો અર્થ ફકત આટલો જ નથી કે લોકો અલ્લાહના એ ઉપકારનો સ્વીકાર કરે કે તેણે એ કમજોરીની હાલતમાંથી તેમને બહાર કાઢ્યાં અને મક્કાના જોખમભર્યા જીવનમાંથી બચાવીને શાંતિની જગ્યાએ લઈ આવ્યો જયાં પાક રોજીની વસ્તુઓ મળી રહી છે બલકે તેની સાથે આ વાત પણ આ જ આભારદર્શનના અર્થમાં સામેલ છે કે મુસલમાન એ ખુદાનું તથા એ પયગમ્બરનું આજ્ઞાપાલન કરે કે જેણે આ ઉપકારો તેમની ઉપર કર્યાં છે અને પયગમ્બરના અભિયાનમાં નિઃસ્વાર્થપણે અને બલિદાનની ભાવનાની સાથે જોડાય અને આ કામમાં જે જોખમો અને ઘાતક વસ્તુઓ અને મુસીબતો સામે આવે તેનો બહાદુરીપૂર્વક સામનો એ જ ખુદાના ભરોસે કરતાં જાય જેણે આ અગાઉ તેમને જોખમોમાંથી સહીસલામત ઉગાર્યાં છે અને વિશ્વાસ રાખે કે જો તેઓ ખુદાનું કામ નિખાલસતાપૂર્વક કરશે તો ખુદા જરૂર તેમનો વકીલ અને જામીન હશે. તેથી આભારદર્શન ફકત એકરારના રૂપમાં જ પૂરતો નથી બલકે અમલી રીતે પણ જરૂરી છે.




عِنْدَهٗۤ اَجْرٌ عَظِيْمٌ ۝٢٨ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تَتَّقُوا اللّٰهَ
يَجْعَلْ لَّكُمْ فُرْقَانًا وَّ يُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَ يَغْفِرْ لَكُمْ ؕ وَ
اللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ۝٢٩ وَ اِذْ يَمْكُرُ بِكَ الَّذِيْنَ كَفَرُوْا

**પાસે વળતર આપવા માટે ઘણુંબધું છે. (રુકૂઅ ૩) હે ઈમાન લાવનારાં, જો તમે અલ્લાહનો ડર રાખશો તો અલ્લાહ તમારા માટે કસોટી પૂરી પાડી દેશે[૨૪] અને તમારી બુરાઈઓને તમારાથી દૂર કરશે અને તમારા કસૂર માફ કરશે. અલ્લાહ મોટો કૃપાળુ છે.**

**એ સમય પણ યાદ કરવાને લાયક છે કે જ્યારે સત્યનો ઈનકાર કરનારાં તારી વિરૂદ્ધ ચાલો વિચારી રહ્યા હતાં**

ઉપકારનો એકરાર કરવા છતાં ઉપકાર કરનારની પ્રસન્નતા પામવા માટે પ્રયાસ ન કરવો તથા તેની સેવામાં નિખાલસતા ન દાખવવી અને તેના વિષે એવી શંકા રાખવી કે કોણ જાણે ભવિષ્યમાં પણ તે ઉપકાર કરશે કે કેમ, તે કદાપિ આભારદર્શન નથી બલકે ઊલટાનો અપકાર છે.

(૨૨) "તમારી અમાનતો" નો અર્થ એ તમામ જવાબદારીઓ છે જે કોઈની ઉપર ભરોસો (Trust) કરીને તેને સોંપવામાં આવે, પછી તે વચનપાલનની જવાબદારી હોય, અથવા સામાજિક કરારોની, અથવા સંગઠનના રહસ્યોની, અથવા વ્યક્તિગત અને જાહેર માલમિલકતની, અથવા કોઈ એવા હોદ્દા કે પદની જે કોઈ વ્યક્તિ ઉપર ભરોસો કરીને સંગઠન તેને હવાલે કરે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ નિસા નોંધ ક્રમાંક ૮૮).

(૨૩) માણસના ઈમાનની નિખાલસતામાં જે વસ્તુ સામાન્ય રીતે આડખીલી બને છે અને જેના કારણે માણસ ઘણી વખત દંભીપણા, ગદ્દારી અને અપ્રમાણિકતામાં પડી જાય છે તે તેના આર્થિક હિતો અને તેના સંતાનના હિતો સાથે તેનો અમર્યાદિત રસ હોય છે. એટલા માટે કહેવામાં આવ્યું કે આ માલ અને સંતાન કે જેના પ્રેમમાં પડીને તમે સામાન્ય રીતે સીધા માર્ગેથી ચલિત થઈ જાઓ છો, હકીકતમાં આ દુનિયાના પરીક્ષાખંડમાં તમારા માટે અજમાયશની વસ્તુઓ છે. જેને તમે પુત્ર અથવા પુત્રી કહો છો, તે સાચી ભાષામાં પરીક્ષાનો એક પ્રશ્નપત્ર છે અને જેને માલમિલકત અથવા વેપાર કહો છો તે પણ હકીકતમાં એક બીજો પ્રશ્નપત્ર છે. આ વસ્તુઓ તમારે હવાલે મૂકવામાં આવી છે જેથી તેના દ્વારા તમને ચકાસીને જોવામાં આવે કે તમે કયાં સુધી ફરજો અને મર્યાદાઓનું પાલન કરો છો, કયાં સુધી જવાબદારીઓનો બોજો ઊપાડીને લાગણીઓના ખેંચાણ છતાં સીધા રસ્તા ઉપર ચાલો છો અને કયાં સુધી તમારા મન, કે જે આ ભૌતિક વસ્તુઓના પ્રેમમાં કેદ હોય છે, ઉપર એવી રીતે કાબૂ રાખો છો કે પૂરી રીતે સત્યના ગુલામ પણ બનેલાં રહો અને આ વસ્તુઓના હક્કો પણ એટલી હદ સુધી અદા પણ કરતાં રહો જે હદ સુધી ખુદાતઆલાએ પોતે તેમનો હકક નકકી કરેલો છે.

(૨૪) કસોટી એ વસ્તુને કહેવામાં આવે છે જે ખરા અને ખોટા વચ્ચેના ભેદને સ્પષ્ટ કરે છે. આ જ અર્થ કુર્કાન "فرقان" નો પણ છે એટલા માટે અમે અનુવાદમાં આ શબ્દનો ઉપયોગ કર્યો છે. આયતનો આશય આ છે કે

لِيُثْبِتُوْكَ اَوْ يَقْتُلُوْكَ اَوْ يُخْرِجُوْكَ ؕ وَ يَمْكُرُوْنَ وَ يَمْكُرُ
اللّٰهُ ؕ وَاللّٰهُ خَيْرُ الْمٰكِرِيْنَ ۝٣٠ وَ اِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا
قَالُوْا قَدْ سَمِعْنَا لَوْ نَشَآءُ لَقُلْنَا مِثْلَ هٰذَاۤ ۙ اِنْ هٰذَاۤ اِلَّاۤ

**કે તને કેદ કરી દે અથવા કતલ કરી નાખે અથવા દેશનિકાલ કરી દે.[૨૫] તેઓ તેમની ચાલો ચાલી રહ્યા હતાં અને અલ્લાહ તેની ચાલ ચાલી રહ્યો હતો અને અલ્લાહ શ્રેષ્ઠ ચાલ ચાલનાર છે. જયારે તેમને અમારી આયતો સંભળાવવામાં આવતી હતી ત્યારે કહેતા હતાં કે ''અમે સાંભળી લીધું, અમે ઈચ્છીએ તો આવી જ વાતો અમે પણ ઘડી શકીએ છીએ, આ તો એ જ જૂની પુરાણી**

જો તમે દુનિયામાં અલ્લાહથી ડરીને કામ કરો અને તમારી હૃદયપૂર્વકની ઈચ્છા આ હોય કે તમારા હાથે કોઈ એવું કામ ન થવા પામે જે ખુદાની મરજીની વિરૂદ્ધ હોય ત્યારે અલ્લાહતઆલા તમારી અંદર એ વિવેકબુદ્ધિ પેદા કરી દેશે જેનાથી દરેક પગલે તમને પોતાને એ ખબર પડતી રહેશે કે કયું વલણ સાચું અને કયું ખોટું છે, કયા વર્તનમાં ખુદાની પ્રસન્નતા છે અને કયામાં તેની નારાજગી. જીવનના દરેક વળાંક ઉપર, રસ્તાના દરેક ફાંટા ઉપર દરેક ચઢાણ અને ઊતરાણ વખતે તમારી અંદરની દૃષ્ટિ તમને દેખાડવા લાગશે કે કઈ તરફ પગલું માંડવું જોઈએ અને કઈ તરફ ન જવું જોઈએ, કયો માર્ગ સાચો છે તથા ખુદા તરફ જાય છે અને કયો માર્ગ ખોટો છે અને શેતાન સાથે ભેટો કરાવે છે.

(૨૫) આ ઉલ્લેખ એ પ્રસંગનો છે જયારે કુરૈશની આ આશંકા વિશ્વાસની હદ સુધી પહોંચી ગયેલી હતી કે હવે મુહમ્મદ સ.અ.વ. પણ મદીના જતાં રહેશે. એ વખતે તેઓ એકબીજાને કહેવા લાગ્યાં કે જો આ માણસ મક્કામાંથી નીકળી ગયો તો પછી જોખમ આપણા કાબૂની બહાર થઈ જશે. એટલા માટે તેમણે આપ સ.અ.વ.ના મામલામાં એક છેવટનો નિર્ણય કરવા માટે દારુન્નદવહમાં કોમના તમામ આગેવાનોની એક બેઠક યોજી અને આ મામલા ઉપર એકબીજા સાથે ચર્ચા-વિચારણા કરી કે આ જોખમને સંપૂર્ણપણે કેવી રીતે અટકાવવામાં આવે. એક પક્ષનો મત આ હતો કે આ માણસને હથકડીઓ પહેરાવીને કોઈ જગ્યાએ કેદમાં નાખી દેવામાં આવે અને જીવતો રહે ત્યાં સુધી મુકત કરવામાં ન આવે. પરંતુ આ મતનો સ્વીકાર કરવામાં આવ્યો નહીં કેમ કે કહેનારાઓએ કહ્યું કે જો આપણે આને કેદ કરી દઈશું તો તેના જે સાથીદારો કેદખાનાની બહાર હશે તેઓ તેનું કામ ચાલુ જ રાખશે અને જયારે પણ મજબૂત બનશે ત્યારે આને છોડાવવા માટે પોતાના જીવને જોખમમાં મૂકતાં પણ અટકશે નહીં. બીજા પક્ષનો મત આ હતો કે આને આપણે ત્યાંથી કાઢી મૂકો. ત્યાર પછી તે જો આપણી વચ્ચે ન રહે ત્યારે આપણને એનાથી શું લેવા-દેવા કે તે કયાં રહે છે અને શું કરે છે, છેવટે તેની હાજરીથી આપણી જીવનવ્યવસ્થામાં દખલગીરી થતી તો બંધ થઈ જશે. પરંતુ આ વાત પણ આમ કહીને રદ કરી દેવામાં આવી કે આ માણસ વશ કરી દેનારી ભાષા બોલે છે, દિલોને મોહિત કરવાની તેનામાં આવડત છે. જો આ માણસ અહીંથી નીકળી ગયો તો કોણ જાણે અરબસ્તાનના કયા કયા કબીલાઓને તેના અનુયાયી બનાવી લેશે અને ત્યારબાદ કેટલી શક્તિ મેળવીને અરબસ્તાનના હૃદયને તેની સત્તા હેઠળ લાવવા માટે તમારી ઉપર હુમલો કરી

اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٣١﴾ وَ اِذْ قَالُوا اللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا
هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَآءِ
اَوِ ائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ ﴿٣٢﴾ وَمَا كَانَ اللّٰهُ لِيُعَذِّبَهُمْ وَ اَنْتَ
فِيْهِمْ ؕ وَمَا كَانَ اللّٰهُ مُعَذِّبَهُمْ وَ هُمْ يَسْتَغْفِرُوْنَ ﴿٣٣﴾
وَمَا لَهُمْ اَلَّا يُعَذِّبَهُمُ اللّٰهُ وَهُمْ يَصُدُّوْنَ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ

**વાર્તાઓ છે જે પહેલાંથી લોકો કહેતા આવી રહ્યાં છે.'' અને એ વાત પણ યાદ છે જે તેમણે કહી હતી કે ''હે ખુદા, જો આ હકીકતમાં સત્ય છે તથા તારા તરફથી છે તો અમારી ઉપર આકાશમાંથી પથ્થરો વરસાવી દે અથવા કોઈ પીડાકારી આપત્તિ અમારી ઉપર લઈ આવ.''[૨૬] એ વખતે તો અલ્લાહ તેમની ઉપર આપત્તિ ઉતારવાનો ન હતો કે જ્યારે તું તેમની વચ્ચે હાજર હતો. અને અલ્લાહનો આ નિયમ નથી કે લોકો માફી માગી રહ્યાં હોય અને તે એમને સજા આપી દે.[૨૭] પરંતુ હવે શા માટે તે એમની ઉપર આપત્તિ ન ઊતારે કે જ્યારે તેઓ મસ્જિદેહરામનો માર્ગ રોકી રહ્યાં છે,**

દેશે. છેવટે અબૂજહલે આ અભિપ્રાય આપ્યો કે આપણે આપણા તમામ કબીલાઓમાંથી એકએક ઉચ્ચ કુળના અને ફુર્તીલા યુવાનને પસંદ કરીએ અને આ બધાં મળીને એકીસાથે મુહમ્મદ ઉપર તૂટી પડે અને તેને મારી નાખે. આમ, મુહમ્મદની હત્યા તમામ કબીલાઓ વચ્ચે વહેંચાઈ જશે અને બનૂ અબ્દમનાફ માટે એ શકય નહીં રહે કે બધાંની સામે લડી શકે, તેથી લાચાર બનીને ખૂંબહા લઈ પતાવટ કરવા માટે રાજી થઈ જશે. આ અભિપ્રાયને બધાએ પસંદ કર્યો અને હત્યા માટે માણસો પણ નકકી કરી દેવામાં આવ્યાં અને હત્યાનો સમય પણ નકકી કરી દેવામાં આવ્યો, એટલે સુધી કે જે રાત આ કામ કરવા માટે સૂચવવામાં આવી હતી તેમાં ચોકકસ સમયે હત્યારાઓની ટુકડી તેની ફરજ ઉપર પહોંચી પણ ગઈ, પરંતુ તેમનો હાથ પડે તે પહેલાં જ નબી સ.અ.વ. તેમની આંખોમાં ધૂળ નાખીને નીકળી ગયાં અને તેમની ઘડેલી યોજના ખરા સમયે નિષ્ફળ થઈ ગઈ.

(૨૬) આ વાત તેઓ દુઆના રૂપમાં કહેતાં નથી બલકે પડકારના રૂપમાં કહેતા હતાં. એટલે કે જો ખરેખર આ સાચું હોત અને ખુદાની તરફથી હોત તો તેને ખોટું ઠેરવવાનું પરિણામ આ આવવું જોઈતું હતું કે અમારી ઉપર આકાશમાંથી પથ્થરોનો વરસાદ થાત અને પીડાકારક આફત અમારી ઉપર તૂટી પડત. પરંતુ જો આવું નથી થતું તો આનો અર્થ આ છે કે આ ન તો સત્ય છે ન તો ખુદાના તરફથી જ છે.

(૨૭) આ તેમના એ સવાલનો જવાબ છે જે તેમની ઉપર દર્શાવેલી દેખાતી દુઆમાં રહેલો હતો. આ જવાબમાં જણાવવામાં આવ્યું છે કે અલ્લાહતઆલાએ મકકાકાળમાં શા માટે આફત ન ઉતારી. આનું પહેલું કારણ આ હતું કે જયાં સુધી નબી કોઈ વસ્તીમાં હાજર હોય અને સત્ય તરફ બોલાવી રહ્યો હોય ત્યાં સુધી શહેરના

وَمَا كَانُوْٓا اَوْلِيَآءَهٗ ؕ اِنْ اَوْلِيَآؤُهٗٓ اِلَّا الْمُتَّقُوْنَ وَلٰكِنَّ
اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۳۴﴾ وَمَا كَانَ صَلَاتُهُمْ عِنْدَ الْبَيْتِ
اِلَّا مُكَآءً وَّتَصْدِيَةً ؕ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿۳۵﴾
اِنَّ الَّذِيْنَ كَفَرُوْا يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ لِيَصُدُّوْا عَنْ سَبِيْلِ

---

**જો કે તેઓ આ મસ્જિદના કાયદેસરના વહીવટદાર નથી. તેના કાયદેસરના વહીવટદાર તો ફકત અલ્લાહથી ડરનારા લોકો જ હોઈ શકે છે, પરંતુ મોટાભાગના લોકો આ વાત જાણતાં નથી. બયતુલ્લાહની નજીક તેમની નમાઝ શું હોય છે, બસ સીટીઓ વગાડે અને તાળીઓ પાડે છે.[૨૮] તો હવે લો, આ આપત્તિનો સ્વાદ ચાખો તમારા એ સત્યના ઈનકારના બદલામાં જે તમે કરતા રહ્યાં છો.[૨૯] જે લોકોએ સત્યને માનવાનો ઈનકાર કર્યો છે તેઓ તેમના માલ અલ્લાહના માર્ગથી**

---

લોકોને મહેતલ આપવામાં આવે છે અને આફત મોકલીને સમય પહેલાં તેમની પાસેથી સુધરવાની તક છીનવી લેવામાં આવતી નથી. આનું બીજું કારણ આ છે કે જ્યાં સુધી વસ્તીમાં એવા લોકો એક પછી એક નીકળી આવતાં હોય કે જે તેમની પહેલાંની ગફલત તથા ખોટા રસ્તે ચાલવા બદલ ચેતી જઈને અલ્લાહ સમક્ષ માફીની પ્રાર્થના કરતાં હોય અને ભવિષ્ય માટે પોતાનો વ્યવહાર સુધારી લેતાં હોય ત્યાં સુધી કોઈ યોગ્ય કારણ નથી કે અલ્લાહતઆલા અમસ્તાં જ એ વસ્તીનો નાશ કરી નાખે. અલબત્ત, આફતનો સાચો સમય એ હોય છે કે જયારે નબી આ વસ્તી સામે દલીલ પૂરી કરીને નિરાશ થઈ ત્યાંથી નીકળી જાય અથવા કાઢી મૂકવામાં આવે અથવા મારી નાખવામાં આવે અને તે વસ્તી તેના વર્તન વડે પુરવાર કરી દે કે તે કોઈ પણ સદાચારી માણસને તેની અંદર સહન કરી લેવા માટે તૈયાર નથી.

(૨૮) આ ઈશારો એ ગેરસમજને દૂર કરવા માટે છે જે લોકોના દિલોમાં છુપાયેલી હતી અને જેનાથી સામાન્ય રીતે આરબો ભ્રમમાં મૂકાયેલા હતાં. તેઓ માનતા હતાં કે કુરૈશ કેમ કે બૈતુલ્લાહના મુજાવર અને મુતવલ્લી (વહીવટદાર) છે અને ત્યાં પૂજા-અર્ચના કરે છે એટલા માટે તેમની ઉપર અલ્લાહની કૃપા છે. આનું ખંડન કરતાં કહેવામાં આવ્યું કે માત્ર વારસામાં મુજાવરી અને મુતવલ્લીપદું મેળવી લેવાથી કોઈ માણસ કે જૂથ કોઈ પ્રાર્થનાગૃહનો કાયદેસરનો મુજાવર અથવા મુતવલ્લી થઈ ન શકે. કાયદેસર રીતે મુજાવર અને મુતવલ્લી તો માત્ર ખુદાથી ડરનારા અને સંયમી લોકો જ થઈ શકે છે અને આ લોકોની હાલત તો આ છે કે એક વર્ગને, કે જે ફકત ખુદાની ઈબાદત કરનાર છે, એ પ્રાર્થનાગૃહમાં આવવાથી રોકે છે જે ફકત ખુદાની ઈબાદત માટે જ સાર્વજનિક કરવામાં આવેલું હતું. આમ, આ લોકો વહીવટદાર અને સેવક બનીને રહેવાના બદલે પ્રાર્થનાગૃહના માલિક બની બેઠાં છે અને પોતાની જાતને એવા સત્તાધીશ માને છે કે જેનાથી તેઓ નારાજ હોય તેને પ્રાર્થનાગૃહમાં પ્રવેશવા ન દે. તેમની આ હરકત તેમના ખુદાથી નહીં ડરવાની અને સંયમવિહોણા હોવાની સ્પષ્ટ

اللّٰهِ ؕ فَسَيُنۡفِقُوۡنَهَا ثُمَّ تَكُوۡنُ عَلَيۡهِمۡ حَسۡرَةً ثُمَّ يُغۡلَبُوۡنَ ۬ؕ
وَالَّذِيۡنَ كَفَرُوۡۤا اِلٰى جَهَنَّمَ يُحۡشَرُوۡنَ ۙ ﴿۳۶﴾ لِيَمِيۡزَ اللّٰهُ
الۡخَبِيۡثَ مِنَ الطَّيِّبِ وَيَجۡعَلَ الۡخَبِيۡثَ بَعۡضَهٗ عَلٰى
بَعۡضٍ فَيَرۡكُمَهٗ جَمِيۡعًا فَيَجۡعَلَهٗ فِىۡ جَهَنَّمَ ؕ اُولٰٓـئِكَ هُمُ
રુકૂઅ ૪
الۡخٰسِرُوۡنَ ﴿۳۷﴾ قُلۡ لِّلَّذِيۡنَ كَفَرُوۡۤا اِنۡ يَّنۡتَهُوۡا يُغۡفَرۡ لَهُمۡ
مَّا قَدۡ سَلَفَ ۚ وَاِنۡ يَّعُوۡدُوۡا فَقَدۡ مَضَتۡ سُنَّتُ الۡاَوَّلِيۡنَ ﴿۳۸﴾
وَقَاتِلُوۡهُمۡ حَتّٰى لَا تَكُوۡنَ فِتۡنَةٌ وَّيَكُوۡنَ الدِّيۡنُ كُلُّهٗ

---

**રોકવા માટે ખર્ચી રહ્યાં છે અને હજી વધારે ખર્ચ કરતાં રહેશે. પરંતુ છેવટે આ જ પ્રયત્નો તેમના માટે પસ્તાવાનું કારણ બનશે, પછી તેઓ પરાજિત થશે, પછી આ કાફિરો જહન્નમની તરફ ઘેરીને લાવવામાં આવશે જેથી અલ્લાહ ગંદકીને પવિત્રતાથી તારવીને અલગ કરે અને દરેક પ્રકારની ગંદકીને ભેગી કરીને આ પોટલાને જહન્નમમાં ઝોકી દે. આ જ લોકો ખરેખર દેવાળિયાં છે.[૩૦] (રુકૂઅ ૪)**

**હે નબી, આ કાફિરોને કહો કે જો અત્યારે પણ અટકી જાય તો જે કંઈ પહેલાં થઈ ગયું છે તેનાથી દરગુજર કરવામાં આવશે, પરંતુ જો આ લોકો એ જ પાછલા વર્તનનું પુનરાવર્તન કરશે તો અગાઉ થઈ ગયેલી કોમોની સાથે જે કંઈ થયેલું છે તે સૌ જાણે છે.**

**હે ઈમાન લાવનારાં, આ કાફિરો સાથે યુદ્ધ કરો એટલે સુધી કે ઉપદ્રવ બાકી ન રહે અને દીન સંપૂર્ણતઃ**

---

દલીલ છે. અને જે ઇબાદત તેઓ બૈતુલ્લાહમાં કરે છે તો તેમાં ન તો ખુદાનો ડર છે ન તો આજીજી અને ખોફ જ છે, ન તો ખુદા તરફ ધ્યાન છે, ન તો ખુદાની યાદ છે, માત્ર એક નિરર્થક ઘોંઘાટ અને ખેલતમાશો છે જેનું નામ તેમણે ઇબાદત રાખી લીધેલું છે બૈતુલ્લાહની આ કહેવાતી સેવા અને આવી જુઠ્ઠી પૂજા માટે આ લોકો કેવી રીતે ખુદાની કૃપાના હકકદાર બની ગયાં અને આ વસ્તુ તેમને ખુદાઈ આપત્તિથી કેવી રીતે સલામત રાખી શકે છે?

(૨૯) તેઓ માનતા હતાં કે ખુદાઈ આપત્તિ માત્ર આકાશમાંથી પથ્થરોના રૂપમાં અથવા બીજી કોઈ રીતે કુદરતી શક્તિની હિલચાલના જ રૂપમાં આવતી હોય છે, પરંતુ અહીં જણાવવામાં આવ્યું છે કે બદ્રની લડાઈમાં તેમનો નિર્ણાયક પરાજય જેના કારણે ઇસ્લામ માટે જીવનનો અને પ્રાચીન અજ્ઞાનવ્યવસ્થા માટે

لِلّٰهِ ۚ فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿٣٩﴾ وَاِنْ تَوَلَّوْا

فَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَوْلٰىكُمْ ۭ نِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ﴿٤٠﴾

وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَيْءٍ فَاَنَّ لِلّٰهِ خُمُسَهٗ

وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ

**અલ્લાહ માટે થઈ જાય.[૩૧] પછી જો તેઓ ઉપદ્રવ કરતાં અટકી જાય ત્યારે તેમના કર્મોને જોનાર અલ્લાહ છે, અને જો તેઓ ન માને તો જાણી રાખો કે અલ્લાહ તમારો વાલી છે અને તે સર્વશ્રેષ્ઠ હિમાયતી અને મદદકર્તા છે.**

**અને તમને જાણ થાય કે જે કંઈ ગનીમતનો માલ તમે મેળવ્યો છે તેનો પાંચમો ભાગ અલ્લાહ અને તેના પયગમ્બર અને સગાં અને અનાથો તથા ગરીબો અને મુસાફરો માટે છે.[૩૨]**

---

મોતનો ફેંસલો થયો છે, વાસ્તવમાં તે તેમના માટે અલ્લાહની આફત જ છે.

(૩૦) આનાથી મોટું દેવાળું કાઢવું બીજું શું હોઈ શકે કે માણસ જે માર્ગમાં તેનો તમામ સમય, તમામ મહેનત, તમામ કૌશલ્ય અને જીવનની તમામ મૂડી લગાવી દે, તેના અંતે પહોંચીને તેને ખબર પડે કે તે તેને સીધા વિનાશ તરફ લઈ આવ્યું છે અને આ માર્ગમાં જે કંઈ તેણે ખર્ચી નાખ્યું છે તેની ઉપર કોઈ વ્યાજ કે નફો મેળવવાને બદલે ઊલટો તેણે દંડ ભરવો પડશે.

(૩૧) અહીં ફરીથી મુસલમાનોની લડાઈના એ જ એક હેતુનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે જે આની પહેલાં સૂરઃ બકરહ ની આયત ૧૯૩ માં કરવામાં આવ્યું હતું. આ હેતુનું નકારાત્મક પાસું આ છે કે ફિત્નો બાકી ન રહે અને રચનાત્મક ભાગ આ છે કે દીન સંપૂર્ણપણે અલ્લાહ માટે થઈ જાય. માત્ર આ જ એક નૈતિક હેતુ એવો છે જેના માટે લડવું ઈમાનવાળાઓ માટે કાયદેસર બલકે ફરજિયાત છે. આના સિવાય બીજા કોઈ હેતુ માટે લડવું કાયદેસર નથી. અને ન તો આ ઈમાનવાળાઓને શોભે જ છે કે તેમાં કોઈ પણ રીતે ભાગ લે. (સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ નોંધ ક્રમાંક ૨૦૪ અને ૨૦૫).

(૩૨) અત્રે એ ગનીમતના માલની વહેંચણીનો કાયદો જણાવવામાં આવ્યો છે જેના વિષે પ્રવચનની શરૂઆતમાં કહેવામાં આવ્યું હતું કે આ અલ્લાહનો ઈનામ છે જેના વિષે ફેંસલો કરવાનો અધિકાર અલ્લાહ અને તેના પયગમ્બરને જ છે. હવે એ ફેંસલો વર્ણવી દેવામાં આવ્યો છે અને તે આ છે કે લડાઈ પછી તમામ સૈનિકો ગનીમતનો દરેક પ્રકારનો માલ લઈને અમીર અથવા ઈમામની સામે મૂકી દે અને કોઈ વસ્તુ છૂપાવીને ન રાખે. ત્યારબાદ આ માલમાંથી પાંચમો ભાગ એ હેતુઓ માટે રાખી લેવામાં આવે જે આયતમાં દર્શાવવામાં આવ્યાં છે, અને બાકીના ચાર ભાગ એ બધાં લોકોની વચ્ચે વહેંચી દેવામાં આવે જેમણે લડાઈમાં ભાગ લીધો હોય. આમ,

إِنْ كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ وَمَآ اَنْزَلْنَا عَلٰى عَبْدِنَا يَوْمَ الْفُرْقَانِ
يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٤١﴾ اِذْ اَنْتُمْ
بِالْعُدْوَةِ الدُّنْيَا وَهُمْ بِالْعُدْوَةِ الْقُصْوٰى وَالرَّكْبُ اَسْفَلَ
مِنْكُمْ ۗ وَلَوْ تَوَاعَدْتُّمْ لَاخْتَلَفْتُمْ فِي الْمِيْعٰدِ ۙ وَلٰكِنْ لِّيَقْضِيَ
اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا ۙ لِّيَهْلِكَ مَنْ هَلَكَ عَنْۢ بَيِّنَةٍ

**જો તમે ઈમાન લાવ્યાં છો અલ્લાહ ઉપર અને એ વસ્તુ ઉપર જે ફેંસલાના દિવસે, એટલે કે બન્ને સેનાઓની અથડામણના દિવસે, અમે અમારા બંદા ઉપર ઉતારી હતી,[૩૩] (તો આ હિસ્સો ખુશી આપો). અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શક્તિમાન છે.**

**યાદ કરો એ સમય જ્યારે તમે તળેટીની આ તરફ હતાં અને તેમણે બીજી તરફ છાવણી નાખેલી હતી અને કાફલો તમારાથી નીચે (દરિયાકાંઠા) તરફ હતો. જો ક્યાંક પહેલાંથી જ તમારી અને તેમની વચ્ચે મુકાબલાની સંધિ થઈ ગયેલી હોત તો તમે ચોક્કસ આ પ્રસંગે કતરાઈને નીકળી જાત, પરંતુ જે કંઈ બન્યું તે એટલા માટે હતું કે જે વાતનો ફેંસલો અલ્લાહે કરી લીધેલો હતો તેને પ્રગટ કરે કે જેથી જેને મરવાનું છે તે સ્પષ્ટ નિશાની સાથે મરે**

---

આ આયત પ્રમાણે નબી સ.અ.વ. હંમેશાં લડાઈ પછી જાહેરાત કરતા હતાં કે ان هٰذه غنائمكم وانه ليس لے فيها الا نصيبى معكم الخمس و الخمس مردود عليكم فادوا الخيط والمخيط و اكبر من ذٰلك واصغرولا تغلوافان الغلول عاروںار۔ ‘‘આ ગનીમતના માલ તમારા જ માટે છે, મારા પોતાના માટે આમાં કોઈ હિસ્સો નથી સિવાય કે ખુમ્સ (પાંચમો ભાગ) અને એ ખુમ્સ પણ તમારી જ સામાજિક સુધારણા માટે ખર્ચી નાખવામાં આવે છે. એટલા માટે એક એક સોય અને એક એક દોરો સુદ્ધાં લાવીને મૂકી દો, કોઈ નાની કે મોટી વસ્તુ છુપાવીને ન રાખો કેમ કે આવું કરવું શરમજનક છે અને આનું પરિણામ જહન્નમ છે.’’

આ વહેંચણીમાં અલ્લાહ અને પયગમ્બરનો હિસ્સો એક જ છે અને તેનો હેતુ આ છે કે ખુમ્સનો એક ભાગ અલ્લાહના કલમાને બુલંદ કરવા માટે અને સત્યદીનની સ્થાપનાના કામ પાછળ ખર્ચવામાં આવે.

સગાં-સંબંધીઓનો અર્થ નબી સ.અ.વ.ના જીવનમાં તો માત્ર આપના સગાવહાલાં જ હતાં કેમ કે જયારે આપ આપનો બધો જ સમય દીનના કામમાં ખર્ચી નાખતા હતાં અને પોતાના ગુજરાન માટે કોઈ કામ કરવાનું આપના માટે શકય રહ્યું ન હતું ત્યારે અનિવાર્યપણે આ વ્યવસ્થા જરૂરી હતી કે આપના તથા આપના પરિવારના લોકો માટે તથા બીજા સગાંઓ જેમના ભરણપોષણની જવાબદારી આપના માથે હતી, તેમની જરૂરિયાતો પૂરી થાય એટલા માટે ખુમ્સમાં આપના સગાંઓનો હિસ્સો રાખવામાં આવ્યો. પરંતુ એ બાબતે

وَّ يَحْيٰى مَنْ حَيَّ عَنْۢ بَيِّنَةٍ ؕ وَ اِنَّ اللّٰهَ لَسَمِيْعٌ عَلِيْمٌ ۙ﴿۴۲﴾ اِذْ
يُرِيْكَهُمُ اللّٰهُ فِيْ مَنَامِكَ قَلِيْلًا ؕ وَ لَوْ اَرٰىكَهُمْ كَثِيْرًا لَّفَشِلْتُمْ
وَ لَتَنَازَعْتُمْ فِي الْاَمْرِ وَ لٰكِنَّ اللّٰهَ سَلَّمَ ؕ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿۴۳﴾ وَ اِذْ يُرِيْكُمُوْهُمْ اِذِ الْتَقَيْتُمْ فِيْۤ اَعْيُنِكُمْ قَلِيْلًا
وَّ يُقَلِّلُكُمْ فِيْۤ اَعْيُنِهِمْ لِيَقْضِيَ اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا ؕ

---

**અને જેને જીવતા રહેવાનું છે તે સ્પષ્ટ નિશાની સાથે જીવતો રહે,[૩૪] નિઃશંક અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.[૩૫]**

**અને યાદ કરો એ સમય કે જ્યારે હે નબી, અલ્લાહ તેમને તમારા સ્વપ્રમાં ઓછાં દેખાડી રહ્યો હતો.[૩૬] જો ક્યાંક તે તમને તેમની સંખ્યા વધારે દેખાડી દેત તો ચોક્કસ પણે તમે લોકો હિંમત હારી જાત અને લડાઈના મામલામાં ઝઘડો શરૂ કરી દેત, પરંતુ અલ્લાહે જ આનાથી તમને બચાવ્યાં, નિઃશંક તે અંતઃકરણોની હાલત સુદ્ધાંને જાણે છે.**

**અને યાદ કરો કે જ્યારે લડાઈના સમયે અલ્લાહે તમારી નજરોમાં દુશ્મનોને ઓછા દેખાડ્યાં અને તેમની નજરોમાં તમને ઓછા કરીને રજૂ કર્યાં, જેથી જે વાત થવાની હતી તેને અલ્લાહ પ્રગટ કરી દે,**

---

મતભેદ છે કે નબી સ.અ.વ.ના અવસાન પછી ઝવિલકુર્બાનો આ હિસ્સો કોના માટે છે. એક વર્ગનો મત આ છે કે નબી સ.અ.વ. પછી આ હિસ્સો રદ થઈ ગયો બીજો વર્ગ આ મત ધરાવે છે કે નબી સ.અ.વ. પછી આ હિસ્સો એ માણસના સગાંને પહોંચશે જે નબી સ.અ.વ.ની જગ્યાએ ખિલાફતની સેવા આપે. ત્રીજો વર્ગ માને છે કે આ હિસ્સો નબી સ.અ.વ.ના પરિવારના ગરીબ લોકોમાં વહેંચાતો રહેશે. જયાં સુધી હું સંશોધન કરી શકયો છું ખુલફાએરાશેદીનના જમાનામાં આ ત્રીજા અભિપ્રાય મુજબ અમલ કરવામાં આવતો હતો.

(૩૩) એટલે કે એ ટેકો અને મદદ જેના લીધે તમને વિજય મળ્યો.

(૩૪) એટલે કે પુરવાર થઈ જાય કે જે જીવતો રહ્યો તેણે જીવતા જ રહેવાનું હતું અને જે મરી ગયો તેણે મરવાનું જ હતું. અહીં જીવતા રહેનારા અને મરનારા લોકોનો અર્થ માણસો નથી બલકે ઈસ્લામ અને અજ્ઞાન છે.

(૩૫) એટલે કે ખુદા આંધળો, બહેરો અને બેખબર ખુદા નથી બલકે સુમાહિતગાર અને જોનાર છે. તેની ખુદાઈમાં આડેધડ કામ થઈ રહ્યું નથી.

(૩૬) આ એ વખતની વાત છે જયારે નબી સ.અ.વ.મુસલમાનોને લઈને મદીનાથી નીકળી રહ્યા હતાં અથવા રસ્તામાં કોઈ એક મુકામ ઉપર હતાં અને હજુ એ ચોક્કસપણે જાણી શકાયું ન હતું કે કાફિરોનું લશ્કર




وَ اِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿٤٤﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا لَقِيْتُمْ
فِئَةً فَاثْبُتُوْا وَ اذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٤٥﴾ وَ اَطِيْعُوا
اللّٰهَ وَ رَسُوْلَهٗ وَ لَا تَنَازَعُوْا فَتَفْشَلُوْا وَ تَذْهَبَ رِيْحُكُمْ وَ اصْبِرُوْا ط
اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ﴿٤٦﴾ وَ لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ خَرَجُوْا مِنْ
دِيَارِهِمْ بَطَرًا وَّ رِئَآءَ النَّاسِ وَ يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ ط

**અને છેવટે તો બધાં જ મામલા અલ્લાહ સમક્ષ મૂકવામાં આવે છે. (રુકૂઅ ૫)**

**હે ઈમાન લાવનારાં, જ્યારે કોઈ જૂથ સાથે તમારી અથડામણ થાય ત્યારે મક્કમ રહો અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે. અને અલ્લાહ અને તેના પયગમ્બરનું આજ્ઞાપાલન કરો અને અંદરોઅંદર ઝઘડો નહીં, નહીં તો તમારી અંદર કમજોરી આવી જશે અને તમારી ધાક ખતમ થઈ જશે. ધૈર્ય રાખો,[૩૭] નિઃશંક અલ્લાહ ધૈર્યવાન લોકોની સાથે છે અને એ લોકોની જેમ ન વર્તો જે પોતાના ઘરોમાંથી અભિમાન કરતાં અને લોકોને તેમની શાન દેખાડતાં નીકળ્યાં અને જેમનું વર્તન આ છે કે અલ્લાહના માર્ગથી રોકે છે.[૩૮]**

હકીકતમાં કેટલું છે. એ વખતે નબી સ.અ.વ.એ સ્વપ્નમાં એક લશ્કર જોયું અને જે દશ્ય આપની સામે રજૂ કરવામાં આવ્યું તેનાથી આપે અનુમાન કર્યું કે દુશ્મનોની સંખ્યા બહુ વધારે નથી. આ જ સ્વપ્નું આપે મુસલમાનોને સંભળાવી દીધું અને આનાથી હિંમત મેળવીને મુસલમાનો આગળ વધતા ગયાં.

(૩૭) એટલે કે તમારી લાગણીઓ અને ઈચ્છાઓને કાબૂમાં રાખો. ઉતાવળ, ગભરાટ, ભય, લાલચ અને બિનજરૂરી જુસ્સાથી બચો. શાંત હૃદયથી, શક્તિનો ચોકકસ માપ કાઢીને કામ કરો. જોખમો અને મુશ્કેલીઓ સામે હોય ત્યારે તમારા પગ ડગમગે નહીં. ઉશ્કેરણીજનક પ્રસંગો આવે ત્યારે ગુસ્સાનો આવેગ તમારી પાસે કોઈ અજૂગતું કૃત્ય કરાવવા ન પામે. મુસીબતો હુમલો કરે અને સંજોગો બગડતાં દેખાય ત્યારે ગભરાટમાં તમારા હોશકોશ ઊડી ન જાય. ઉદ્દેશ્ય પ્રાપ્તિના ઉત્સાહમાં બેચેન અને અધીરા બનીને અથવા કોઈ કાચાપાકા ઉપાયને ઉપરછલ્લી રીતે જ જોયા પછી ઉપયોગી માનીને તમારા ઇરાદા ઉપર ઉતાવળ છવાઈ ન જાય. અને જો કયારેક દુનિયાના ફાયદા તથા લાભ અને મનના આનંદના પ્રલોભનો તમને તેમની તરફ લલચાવી રહ્યાં હોય ત્યારે તેમનો સામનો કરવામાં તમારું મન એટલી હદે નબળું ન બની જાય કે તમારી જાત ઉપર કાબૂ ગુમાવીને તેમની તરફ ખેંચાઈ જાઓ. આ તમામ અર્થઘટનો માત્ર એક શબ્દ "સબ્ર"માં છૂપાયેલાં છે, અને અલ્લાહતઆલા કહે છે કે જે લોકો આ તમામ દૃષ્ટિએ ધીરજ રાખનારાં હોય, મારું સમર્થન તેમને પ્રાપ્ત થયેલ છે.

وَاللّٰهُ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿٤٧﴾ وَاِذْ زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ وَقَالَ لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ مِنَ النَّاسِ وَاِنِّيْ جَارٌ لَّكُمْ ۚ فَلَمَّا تَرَآءَتِ الْفِئَتٰنِ نَكَصَ عَلٰى عَقِبَيْهِ وَقَالَ

**તેઓ જે કરી રહ્યાં છે તે અલ્લાહની પકડની બહાર નથી.**

**જરા કલ્પના કરો એ સમયની કે જ્યારે શેતાને આ લોકોના કરતૂકો તેમની નજરોમાં સુંદર બનાવી ને દેખાડ્યા હતાં અને તેમને કહ્યું હતું કે આજે તમારી ઉપર કોઈ વિજયી થઈ શકતું નથી અને આ કે હું તમારી સાથે છું. પરંતુ જ્યારે બન્ને જૂથો સામસામે આવ્યાં ત્યારે તે પાછો ફરી ગયો અને કહેવા લાગ્યો કે**

(૩૮) અહીં ઇશારો મક્કાના કુરૈશીઓ તરફ છે જેમનું લશ્કર મક્કાથી એવી રીતે નીકળ્યું હતું કે ગાનારી અને વગાડનારી દાસીઓ તેમની સાથે હતી, ઠેર ઠેર રોકાઈને નાચગાન અને દારૂની મહેફિલો ગોઠવતા જઈ રહ્યા હતાં. જે જે કબીલા ગામ-રસ્તામાં આવતા હતાં તેમની સામે એમની શાન-શૌકત તથા વિશાળ સંખ્યા અને સાધનસામગ્રીની ધોંસ જમાવતા હતાં અને બડાશ મારતા હતાં કે કોણ છે જે અમારી સામે માથું ઊંચકી શકે. આ તો હતી તેમની નૈતિક હાલત. અને આની ઉપર વધારાની લાનત આ હતી કે તેમના નીકળવાનો ઉદ્દેશ્ય તેમની ટેવો કરતાં પણ વધારે નાપાક હતો. તેઓ એટલા માટે જાનમાલની બાજી લગાવવા માટે નીકળ્યા ન હતાં કે સત્ય અને સચ્ચાઈ તથા ન્યાયનો ધ્વજ ઊંચો રહે, બલકે એટલા માટે નીકળ્યા હતાં કે આવું થવા પામે નહીં, અને એ એકમાત્ર સમુદાય કે જે દુનિયામાં આ સત્યના ધ્યેય સાથે ઊભું થયું છે તેને ખતમ કરી દેવામાં આવે કે જેથી આવો કોઈ ધ્વજધારક આખી દુનિયામાં બચે નહીં. આની સામે મુસલમાનોને ચેતવવામાં આવી રહ્યાં છે કે તમે પણ ક્યાંક આવા ન બની જતાં, તમને અલ્લાહે ઈમાન અને સત્યપ્રિયતાની જે નિયામત આપી છે તેનો તકાદો આ છે કે તમારી નીતિમત્તા પણ શુદ્ધ હોય અને તમારો યુદ્ધનો ધ્યેય પણ શુદ્ધ હોય.

આ હુકમ એ જ જમાના માટે ન હતો, આજના માટે પણ છે અને હંમેશના માટે પણ છે. કાફિરોના લશ્કરની જે સ્થિતિ એ વખતે હતી એ જ આજે પણ છે. વેશ્યાગૃહો, નિર્લજ્જતાના અડ્ડા અને શરાબના પીપડાં તેમની સાથે અનિવાર્ય અંગ તરીકે સાથે લાગેલાં રહે છે. છાનામાના નહીં પણ જાહેરમાં તદ્દન બેશરમ બનીને તેઓ સ્ત્રીઓ અને દારૂનો વધુને વધુ ક્વોટા માગે છે, અને તેમના સૈનિકોને ખુદ તેમની કોમ સમક્ષ આવી માગણી કરતાં શરમ આવતી નથી કે તેઓ તેમની દીકરીઓને મોટી સંખ્યામાં તેમની કામવાસનાના રમકડાં બનાવવા માટે પ્રસ્તુત કરે. આવું હોય ત્યારે એક બીજી કોમ તેમની પાસેથી કેવી રીતે અપેક્ષા રાખી શકે કે આ લોકો તેને પોતાની નૈતિક ગંદકીનું સંડાસ બનાવવામાં કોઈ કચાશ રાખશે. હવે વાત તેમના ઘમંડ અને અહંકારની કરીએ તો આ વાત તેમના દરેક સૈનિક અને દરેક અમલદારની ચાલઢાલ અને વાત કરવાના ઢંગમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે અને આમાંથી દરેક કોમના મુત્સદ્દીઓના પ્રવચનોમાં من اشد منا قوة અને لا غالب لكم اليوم ની બડાશો



اِنِّىْ بَرِىْٓءٌ مِّنْكُمْ اِنِّىْٓ اَرٰى مَا لَا تَرَوْنَ اِنِّىْٓ اَخَافُ اللّٰهَ ؕ
وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ ﴿٤٨﴾ اِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ
فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ غَرَّ هٰٓؤُلَآءِ دِيْنُهُمْ ؕ وَمَنْ يَّتَوَكَّلْ عَلَى
اللّٰهِ فَاِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٤٩﴾ وَلَوْ تَرٰٓى اِذْ يَتَوَفَّى الَّذِيْنَ
كَفَرُوا ۙ الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ وُجُوْهَهُمْ وَاَدْبَارَهُمْ ۚ وَذُوْقُوْا عَذَابَ
الْحَرِيْقِ ﴿٥٠﴾ ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ

---

**મારો તમારો સંગાથ નથી, હું એ બધું જોઈ રહ્યો છું જે તમે લોકો નથી જોતાં, મને અલ્લાહથી ડર લાગે છે અને અલ્લાહ ભારે સખત સજા આપનાર છે. (રુકૂઅ ૬) પરંતુ ત્યારે દંભીઓ અને એ સૌ લોકો કે જેમનાં દિલોને રોગ થયેલો છે, કહી રહ્યા હતાં કે આ લોકોને તો આમના દીને ઘેલાં બનાવી દીધેલાં છે.[૩૯] જો કે જો કોઈ અલ્લાહ ઉપર ભરોસો કરે તો નિઃશંક અલ્લાહ મોટો જોરાવર અને ડહાપણવાળો છે. કદાચ તમે એ સ્થિતિને જોઈ શક્યાં હોત કે જ્યારે ફરિશ્તા માર્યા ગયેલાં કાફિરોના પ્રાણો ખેંચી રહ્યા હતાં. તેઓ તેમનાં મોઢાં અને કૂલા ઉપર પ્રહાર કર્યે જતા હતાં અને કહેતા જતા હતાં ''લો હવે બળવાની સજા ભોગવો, આ એ બદલો છે જેની તૈયારી તમારા પોતાના હાથોએ અગાઉથી તૈયાર કરી રાખી હતી, નહીં તો અલ્લાહ તો તેના બંદાઓ ઉપર જુલમ કરનાર**

---

સાંભળી શકાય છે. આ નૈતિક ગંદવાડથી વધારે નાપાક તેમના યુદ્ધના ઉદેશ્યો છે. તેમાં આ લોકોમાંથી દરેક ખૂબ જ ચાલાકીપૂર્વક દુનિયાને એવો વિશ્વાસ દેવડાવે છે કે તેમની નજર સમક્ષ માનવતાના કલ્યાણ સિવાય કશું જ નથી. પરંતુ હકીકતમાં તેમની સમક્ષ એક માનવકલ્યાણ જ નથી હોતુ, બાકી બધું જ હોય છે. તેમના યુદ્ધનો મૂળ આશય આ હોય છે કે ખુદાએ તેની ધરતીમાં તમામ મનુષ્યો માટે જે જે પેદા કર્યું છે તેની ઉપર તેમની જ કોમનો ભોગવટો અને કબજો હોય, અને બીજા બધાં તેમના નોકરો અને તાબેદાર થઈને રહે. આમ, ઈમાનવાળાઓને કુર્આનનો આ કાયમી હુકમ છે કે આ ગુનાખોરોની રીતરસમોથી પણ બચો અને એ નાપાક ઉદેશ્યો પાછળ પણ તમારા જાનમાલ ખર્ચવાથી બચો જેના માટે આ લોકો લડે છે.

(૩૯) એટલે કે મદીનાના દંભીઓ અને એ બધાં લોકો કે જે ભૌતિકવાદ અને ખુદા પ્રત્યેની ગફલતના રોગમાં પડેલા હતાં તેમણે જયારે જોયું કે મુસલમાનોનો નાનકડો અને સાધનવિહોણો સમૂહ કુરૈશ જેવી મોટી તાકાત જોડે ટક્કર લેવા માટે જઈ રહ્યો છે ત્યારે એક બીજાને કહેતા હતાં કે આ લોકો એમના ધાર્મિક ઝનૂનમાં

لِّلْعَبِيْدِ ﴿٥١﴾ۙ كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَفَرُوْا
بِاٰيٰتِ اللّٰهِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ اِنَّ اللّٰهَ قَوِيٌّ شَدِيْدُ
الْعِقَابِ ﴿٥٢﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ لَمْ يَكُ مُغَيِّرًا نِّعْمَةً اَنْعَمَهَا
عَلٰى قَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ ۙ وَاَنَّ اللّٰهَ سَمِيْعٌ
عَلِيْمٌ ﴿٥٣﴾ۙ كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَذَّبُوْا
بِاٰيٰتِ رَبِّهِمْ فَاَهْلَكْنٰهُمْ بِذُنُوْبِهِمْ وَاَغْرَقْنَاۤ اٰلَ
فِرْعَوْنَ ۚ وَكُلٌّ كَانُوْا ظٰلِمِيْنَ ﴿٥٤﴾ اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ
اللّٰهِ الَّذِيْنَ كَفَرُوْا فَهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٥٥﴾ۚۖ اَلَّذِيْنَ عٰهَدْتَّ

નથી.'' આ મામલો તેમની સાથે એવી જ રીતે બન્યો જેવી રીતે ફિરઔનવાળાઓ અને તેમની અગાઉના બીજા લોકો સાથે બનતો આવી રહ્યો છે કે તેમણે અલ્લાહની આયતોને માનવાનો ઈનકાર કર્યો અને અલ્લાહે તેમના ગુનાઓ બદલ તેમને પકડી લીધાં. અલ્લાહ બળવાન છે અને સખત સજા આપનાર છે. આ અલ્લાહના એ નિયમ અનુસાર થયું કે તે કોઈ નિયામતને કે જે તેણે કોઈ કોમને એનાયત કરી હોય ત્યાં સુધી બદલતો નથી જ્યાં સુધી તે કોમ પોતે તેના વર્તનની શૈલીને બદલી નાખતી નથી.[૪૦] અલ્લાહ બધું જ સાંભળનાર અને જાણનાર છે. ફિરઔનવાળાઓ અને તેમની પહેલાંની કોમો સાથે જે બન્યું તે આ જ નિયમ મુજબ હતું. તેમણે પોતાના માલિકની આયતોને ખોટી ઠેરવી ત્યારે અમે તેમના ગુનાઓના બદલામાં તેમને નષ્ટ કર્યાં અને ફિરઔનવાળાઓને ગરકાવ કરી દીધાં. આ બધાં જ જુલમી લોકો હતાં.

નિઃશંક અલ્લાહને ત્યાં ધરતી ઉપર ચાલતાં પ્રાણીઓમાં સૌથી ખરાબ એ લોકો છે જેમણે સત્યને માનવાનો ઈનકાર કરી દીધો, પછી કોઈ રીતે તેઓ તેને માનવા માટે તૈયાર નથી. (ખાસ કરીને) તેમનામાંથી એ લોકો કે જેમની સાથે

ગાંડાં થઈ ગયાં છે, આ યુદ્ધમાં આમનો વિનાશ ચોકકસ છે, પરંતુ આ નબીએ એવો કોઈ જાદુ આમની ઉપર ફૂંકી દીધો છે કે આમની અકકલ બહેર મારી ગઈ છે અને નજરે જોયા પછી પણ મોતના મોંમાં જઈ રહ્યાં છે.

مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ عَهْدَهُمْ فِيْ كُلِّ مَرَّةٍ وَّ
هُمْ لَا يَتَّقُوْنَ ﴿٥٦﴾ فَإِمَّا تَثْقَفَنَّهُمْ فِي الْحَرْبِ فَشَرِّدْ بِهِمْ

**તેં સંધિ કરી પછી તેઓ દરેક વખતે તેને તોડે છે અને અલ્લાહથી જરાય ડરતાં નથી.[૪૧] પછી જો આ લોકો તમને યુદ્ધમાં ભેગા થઈ જાય તો તેમને એવા મારો કે તેમના પછી જે બીજા લોકો આવું વર્તન**

(૪૦) એટલે કે જ્યાં સુધી કોઈ કોમ પોતાની જાતને સંપૂર્ણપણે અલ્લાહની નિયામત માટે અપાત્ર બનાવી દેતી નથી ત્યાં સુધી અલ્લાહ તેની પાસેથી તેની નિયામત છીનવી લેતો નથી.

(૪૧) અહીં વિશેષરૂપે ઈશારો યહૂદીઓ તરફ કરવામાં આવ્યો છે. નબી સ.અ.વ. એ મદીનાશરીફમાં આવ્યા પછી સૌથી પહેલાં આમની જ સાથે સારા પાડોશ તથા પરસ્પર સહકાર અને મદદ કરવાની સંધિ કરી હતી અને પોતાનાથી બનતા તમામ પ્રયાસ કર્યા હતાં કે આમની સાથે સારા સંબંધો જળવાઈ રહે. આ ઉપરાંત ધાર્મિક રીતે પણ નબી સ.અ.વ. યહૂદીઓને મુશ્રિકોની સરખામણીમાં પોતાની વધુ નજીક માનતા હતાં અને દરેક બાબતમાં મુશ્રિકોની સરખામણીમાં ગ્રંથવાળાઓની રીતને પસંદગી આપતા હતાં પરંતુ તેમના વિદ્વાનો અને આગેવાનોને શુદ્ધ તૌહીદ અને સારી નીતિમત્તાનો એ પ્રચાર તેમજ શ્રદ્ધા અને વ્યવહારની માર્ગભ્રષ્ણતાની એ આલોચના અને સત્યદીન માટેના એ પ્રયાસો, કે જે નબી સ.અ.વ. કરી રહ્યા હતાં સહેજ પણ પસંદ ન હતાં. અને હંમેશાં તેમનો આ પ્રયાસ રહેતો હતો કે આ નવું આંદોલન કોઈ પણ રીતે સફળ થવા પામે નહીં. આ જ આશયથી તેઓ મદીનાના દંભી મુસલમાનો સામે કાવતરાં કરતા હતાં. આના જ માટે તેઓ ઔસ તથા ખઝરજના લોકોમાં તેમની જૂની અદાવતોને ઉત્તેજન આપતા હતાં જે ઇસ્લામની પહેલાં તેમની વચ્ચે રક્તપાતનું કારણ બનતી હતી. આના જ માટે કુરૈશ અને બીજા ઇસ્લામવિરોધી કબીલાઓ સાથે તેમની ગુપ્ત સંતલસો ચાલ્યા કરતી હતી અને આ બધી હરકતો એ મૈત્રીકરાર હોવા છતાં થઈ રહી હતી જે નબી સ.અ.વ. અને તેમની વચ્ચે કરવામાં આવ્યો હતો. જ્યારે બદ્રની લડાઈ થઈ ત્યારે શરૂઆતમાં તેમને આ અપેક્ષા હતી કે કુરૈશનો પહેલો પ્રહાર જ તેમના આંદોલનનો ખાતમો બોલાવી દેશે પરંતુ જ્યારે પરિણામ તેમની અપેક્ષાઓથી વિરૂદ્ધ આવ્યું ત્યારે તેમની અંદરની ઈર્ષ્યાની આગ વધુ તીવ્ર બની ગઈ. તેમણે આ ડરથી કે બદ્રનો વિજય ક્યાંક ઇસ્લામની શક્તિને એક કાયમી જોખમ બનાવી ન દે પોતાની વિરોધી પ્રવૃત્તિઓને વધુ ઝડપી બનાવી દીધી. એટલે સુધી કે તેમનો એક આગેવાન કઅબ બિન અશરફ (જે કુરૈશના પરાજય વિષે સાંભળતાં જ બરાડી ઊઠ્યો હતો કે આજે ધરતીનું પેટ અમારા માટે તેની પીઠ કરતાં સારૂં છે.) પોતે મક્કા ગયો અને ત્યાં તેણે દિલોને હચમચાવી મૂકે તેવા મરશિયા ગાઈ ગાઈને કુરૈશના લોકોને બદલો લેવા માટે ઉશ્કેર્યાં. આ લોકો આટલેથી અટકયા નહીં. યહૂદીઓના કબીલા બની કૈનુકાઅએ સારા પાડોશના કરાર વિરૂદ્ધ એ મુસલમાન મહિલાઓની છેડતી કરવાનું શરૂ કરી દીધું જે તેમની વસાહતમાં કોઈ કામ માટે જતી હતી અને જ્યારે નબી સ.અ.વ.એ તેમની આ હરકત બદલ તેમને ઠપકો આપ્યો ત્યારે તેમણે જવાબમાં ધમકી આપી કે "આ કુરૈશીઓ નથી, અમે યોદ્ધાઓ છીએ અને લડવાનું જાણીએ છીએ. અમારા મુકાબલામાં આવશો ત્યારે તમને ખબર પડશે કે મરદ કેવાં હોય છે."

مَّنۡ خَلۡفَهُمۡ لَعَلَّهُمۡ يَذَّكَّرُوۡنَ ﴿٥٧﴾ وَ اِمَّا تَخَافَنَّ مِنۡ قَوۡمٍ
خِيَانَةً فَانۢبِذۡ اِلَيۡهِمۡ عَلٰى سَوَآءٍ ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ
الۡخَآئِنِيۡنَ ﴿٥٨﴾ وَلَا يَحۡسَبَنَّ الَّذِيۡنَ كَفَرُوۡا سَبَقُوۡا ؕ

રુકૂઅ ૭

**અપનાવવાના હોય તેમના હોશકોશ ઊડી જાય.[૪૨] આશા છે કે સંધિભંગ કરનારાઓના આ અંજામથી તેઓ બોધ ગ્રહણ કરશે. અને જો ક્યારેય તમને કોઈ કોમ તરફથી વિશ્વાસઘાતની આશંકા હોય તો તેની સંધિને જાહેરમાં તેની સામે ફેંકી દો,[૪૩] નિઃશંક અલ્લાહ વિશ્વાસઘાતીઓને પસંદ કરતો નથી. (રુકૂઅ ૭) સત્યનો ઈનકાર કરનારા આ ગેરસમજમાં ન રહે કે તેઓ બાજી જીતી ગયાં,**

(૪૨) આનો અર્થ આ છે કે જે કોઈ કોમ સાથે આપણી સંધિ થયેલી હોય અને પછી તે તેની સંધિની જવાબદારીઓની પરવા કર્યા વિના આપણી વિરૂદ્ધ કોઈ લડાઈમાં ભાગ લે ત્યારે આપણે પણ સંધિની નૈતિક જવાબદારીઓમાંથી મુકત થઈ જઈશું અને આપણને આ હકક રહેશે કે તેમની સામે લડાઈ કરીએ. બીજું, જો કોઈ કોમની સાથે આપણી લડાઈ ચાલી રહી હોય અને આપણે જોઈએ કે દુશ્મનની સાથે એક એવી કોમના લોકો પણ લડાઈમાં સામેલ છે જેમની સાથે આપણી સંધિ થયેલી છે ત્યારે આપણે તેમને મારવામાં અને તેમની સામે દુશ્મન જેવો વ્યવહાર કરવામાં કદાપિ કોઈ ઢીલ દેખાડીશું નહીં કેમ કે તેમણે પોતાની વ્યક્તિગત હેસિયતમાં તેમની કોમની સંધિનો ભંગ કરીને પોતાની જાતને આના માટે લાયક રહેવા દીધી નથી કે તેમના જાનમાલની બાબતમાં એ સંધિના આદરને ધ્યાનમાં રાખવામાં આવે જે આપણી અને તેમની કોમની વચ્ચે થયેલી છે.

(૪૩) આ આયતની રૂએ આપણા માટે આ વાત કોઈ પણ રીતે યોગ્ય નથી કે જો કોઈ માણસ અથવા સમુદાય અથવા દેશ સાથે આપણી સંધિ થયેલી હોય અને આપણને તેના વ્યવહાર સામે એવી ફરિયાદ હોય કે તે સંધિના પાલનમાં ઢીલ કરી રહ્યો છે, અથવા આ આશંકા પેદા થઈ જાય કે તે તક મળતાં જ આપણી સાથે ગદ્દારી કરી બેસશે ત્યારે આપણે આપણી જગ્યાએ જાતે ફેંસલો કરી લઈએ કે આપણી અને તેમની વચ્ચે સંધિ રહી નથી અને અચાનક જ તેમની સાથે એવો વ્યવહાર કરવાનું શરૂ કરી દઈએ જે સંધિ ન હોવાની સ્થિતિમાં જ કરી શકાતો હોય. આનાથી વિરૂદ્ધ આપણને એ વાત માટે બંધાયેલા છીએ કે જયારે આવી સ્થિતિ ઊભી થાય ત્યારે આપણે કોઈ વિરોધી પગલું લેતાં પહેલાં બીજા પક્ષકારને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દઈએ કે અમારી અને તમારી વચ્ચે હવે સંધિ અમલી રહી નથી કે જેથી સંધિના ફોક થવાની જાણકારી જેવી આપણી પાસે છે તેવી જાણકારી તેમને પણ મળી જાય અને તેઓ એવી ગેરસમજમાં ન રહે કે સંધિ હજુ પણ અમલી છે. અલ્લાહના આ જ હુકમ પ્રમાણે નબી સ.અ.વ. આને ઈસ્લામની આંતરરાષ્ટ્રીય નીતિનો કાયમી નિયમ ઠરાવી દીધો હતો કે من كان بينه وبين قوم عهد فلا يحلن عقده حتى ينقضى امدها او ينبذ اليهم على سواء "જેની કોઈ કોમની સાથે સંધિ હોય તે સંધિની મુદ્દત પૂરી થતાં પહેલાં સંધિનું બંધન ખોલી નાખે નહીં. અથવા, નહીં તો તેમની સંધિ સમકક્ષતાને ધ્યાનમાં લઈને તેમની તરફ ફેંકી દે." પછી આ જ કાયદાને નબી સ.અ.વ.એ વધુ વિસ્તારીને તમામ

મામલાઓમાં એક સામાન્ય નિયમ આ ઠરાવી દીધો હતો કે لا تخن من خانك "જે તારી સાથે વિશ્વાસઘાત કરે તું તેની સાથે વિશ્વાસઘાત ન કર." અને આ નિયમ માત્ર ભાષણોમાં બોલવા માટે અને પુસ્તકોની શોભા બનવા માટે ન હતો બલકે જીવનવ્યવહારમાં પણ તેનું પાલન કરવામાં આવતું હતું. એટલા માટે એક વખતે જયારે અમીર મુઆવિયહએ તેમના શાસનકાળમાં રોમની સરહદો ઉપર લશ્કરની જમાવટ એ હેતુથી કરવા માંડી કે સંધિની મુદ્દત પૂરી થતાં જ અચાનક રોમન પ્રદેશ ઉપર હુમલો કરી દેવામાં આવે ત્યારે તેમના આ પગલાં સામે સહાબી અમ્ર બિન અનબસહ રદિ.એ ભારે વિરોધ નોંધાવ્યો અને નબી સ.અ.વ.ની આ જ હદીસ સંભળાવીને કહ્યું કે સંધિની મુદ્દત દરમ્યાન આ દુશ્મનાવટભરી કાર્યવાહી કરવી વિશ્વાસઘાત છે. છેવટે અમીર મુઆવિયહ રદિ.ને આ નિયમની સામે માથું ઝુકાવવું પડ્યું અને સરહદ ઉપર ફોજની જમાવટનું કામ અટકાવી દીધું.

એકતરફી સંધિનો ભંગ અને લડાઈની જાહેરાત વિના હુમલો કરી દેવાની રીત પ્રાચીન જહાલતકાળમાં પણ હતી અને વર્તમાન જગતની સુસંસ્કૃત અજ્ઞાનતામાં પણ રિવાજ તરીકે ચાલુ છે. આનું સૌથી તાજું ઉદાહરણ બીજા વિશ્વયુદ્ધમાં રશિયા ઉપર જર્મનીના હુમલા અને ઈરાન વિરૂદ્ધ રશિયા અને બ્રિટનના લશ્કરી પગલાંમાં જોવા મળ્યું છે. સામાન્ય રીતે આવા પગલાં માટે એવું બહાનું રજૂ કરવામાં આવે છે કે હુમલો કરતાં પહેલાં જાણ કરી દેવાથી સામેનો પક્ષ સાવધાન થઈ જાય છે અને સખત મુકાબલો કરે છે, અથવા જો અમે હસ્તક્ષેપ ન કરત તો અમારો દુશ્મન લાભ લઈ લેત. પરંતુ આ પ્રકારના બહાનાં જો નૈતિક જવાબદારીઓને તોડી નાખવા માટે પૂરતાં હોય તો પછી કોઈ ગુનો એવો નથી જે કોઈને કોઈ બહાના હેઠળ કરી ન શકાય. દરેક ડાકુ, દરેક ચોર, દરેક વ્યભિચારી, દરેક હત્યારો, દરેક ઠગ તેના ગુનાઓ માટે આવું જ કોઈ બહાનું બતાવી શકે છે. પરંતુ આ વાત આશ્ચર્યજનક છે કે આ લોકો આંતર્રાષ્ટ્રીય સમાજમાં કોમો માટે તેમના અનેક કૃત્યોને વ્યાજબી ઠરાવે છે જે ખુદ તેમની નજરમાં પ્રતિબંધિત છે જો કે તેનું આચરણ રાષ્ટ્રીય સમાજમાં વ્યક્તિ દ્વારા કરવામાં આવે.

આ પ્રસંગે આ પણ જાણી લેવું જરૂરી છે કે ઈસ્લામી કાનૂન ફકત એક જ સ્થિતિમાં જાણ કર્યા વગર હુમલો કરવાને વ્યાજબી ગણે છે અને તે સ્થિતિ આ છે કે જ્યારે બીજા પક્ષકારે સંધિનો જાહેરમાં ભંગ કરી દીધો હોય અને આપણી વિરૂદ્ધ દુશ્મનાવટભર્યા પગલાં ખુલ્લી રીતે લીધાં હોય. આવી સ્થિતિ હોય ત્યારે એ જરૂરી નથી કે આપણે ઉપર જણાવેલી આયત પ્રમાણે તેને સંધિ ફોક થવાની નોટિસ આપીએ બલકે આપણને તેની વિરૂદ્ધ જાણ કર્યા વિના લશ્કરી પગલાં લેવાનો હકક મળી જાય છે. ઈસ્લામના કાયદાશાસ્ત્રીઓએ આ અપવાદરૂપ હુકમ નબી સ.અ.વ.ના એ કાર્યમાંથી લીધો છે કે જયારે કુરૈશે બની ખુઝાઆના મામલામાં હુદૈબિયહની સંધિનો ખુલ્લી રીતે ભંગ કર્યો એ વખતે નબી સ.અ.વ.એ તેમને સંધિભંગની નોટિસ આપવાનું જરૂરી માન્યું નહીં બલકે જાણ કર્યા વિના મકકા ઉપર હુમલો કરી દીધો. પરંતુ જો કોઈ પ્રસંગે આપણે આ અપવાદરૂપ નિયમનો લાભ લેવા માગીએ ત્યારે એ જરૂરી છે કે એ બધા જ સંજોગો આપણી નજર સમક્ષ રહે જેમાં નબી સ.અ.વ. એ આ કાર્યવાહી કરી હતી જેથી અનુસરણ થાય તો તેમના સંપૂર્ણ વ્યવહારનો થાય અને નહીં કે તેના કોઈ એક લાભદાયી ભાગનો. હદીસ અને સીરતના પુસ્તકોમાંથી જેટલું પુરવાર થયેલું છે તે આ પ્રમાણે છે :

સૌથી પહેલાં કુરૈશ દ્વારા સંધિનો ભંગ એવો સ્પષ્ટ હતો કે તેના સંધિભંગ હોવામાં કોઈ શંકાને સ્થાન ન હતું. કુરૈશના લોકો પોતે પણ આ કબૂલતા હતાં કે ખરેખર સંધિ તૂટી ગઈ છે. તેમણે પોતે અબુ સુફયાનને નવેસરથી સંધિ કરવા માટે મદીના મોકલ્યો હતો જેનો સ્પષ્ટ અર્થ આ જ હતો કે તેમના મતે પણ સંધિ બાકી રહી ન હતી. આમ છતાં જરૂરી નથી કે સંધિ તોડનાર કોમ પોતે પણ સંધિ ભંગનો સ્વીકાર કરે. અલબત્ત નિઃશંક આ

إِنَّهُمْ لَا يُعْجِزُونَ ﴿٥٩﴾ وَأَعِدُّوا لَهُم مَّا اسْتَطَعْتُم مِّن قُوَّةٍ
وَمِن رِّبَاطِ الْخَيْلِ تُرْهِبُونَ بِهِ عَدُوَّ اللَّهِ وَعَدُوَّكُمْ وَ
آخَرِينَ مِن دُونِهِمْ ۚ لَا تَعْلَمُونَهُمُ ۚ اللَّهُ يَعْلَمُهُمْ ۚ وَمَا تُنفِقُوا
مِن شَيْءٍ فِي سَبِيلِ اللَّهِ يُوَفَّ إِلَيْكُمْ وَأَنتُمْ لَا تُظْلَمُونَ ﴿٦٠﴾

**નિઃશંક તેઓ અમને હરાવી શકતાં નથી.**

**અને તમે લોકો, જ્યાં સુધી તમારી તાકાત હોય, વધારેમાં વધારે શક્તિ અને પલાણેલા ઘોડાં તેમનો સામનો કરવા માટે તૈયાર રાખો[૪૪] જેથી તેના વડે અલ્લાહના અને તમારા દુશ્મનોને અને એ બીજા દુશ્મનોને ભયભીત કરી દો જેમને તમે નથી જાણતાં પરંતુ અલ્લાહ જાણે છે. અલ્લાહના માર્ગમાં તમે જે કંઈ ખર્ચ કરશો તેનો પૂરો બદલો તમારી તરફ વાળવામાં આવશે અને તમારી સાથે કદાપિ જુલમ નહીં થાય.**

જરૂરી છે કે સંધિભંગ તદ્દન સ્પષ્ટ અને શંકાથી પર હોય.

બીજું, નબી સ.અ.વ.એ તેમના તરફથી સંધિ તૂટી ગયા પછી ફરીથી પોતાના તરફથી સ્પષ્ટ શબ્દોમાં અથવા સાંકેતિક રૂપે એવી કોઈ વાત કહી નહીં કે જેના ઉપરથી આ નિષ્કર્ષ નીકળતું હોય કે આ સંધિભંગ છતાં હજુ પણ તેઓ તેમને એક સંધિવાળી કોમ માને છે અને તેમની સાથે સંધિના સંબંધો હજુ સુધી ચાલુ છે. તમામ રિવાયતો એકમતે દર્શાવે છે કે જ્યારે અબુ સુફયાને મદીના આવીને નવેસરથી સંધિ કરવાની દરખાસ્ત મૂકી ત્યારે નબી સ.અ.વ. એ તેનો સ્વીકાર ન કર્યો.

ત્રીજું, કુરૈશની વિરૂદ્ધ લશ્કરી કાર્યવાહી નબી સ.અ.વ.એ પોતે કરી અને ખુલ્લંખુલ્લા કરી. કોઈ છેતરપિંડીનો સહેજ પણ અંશ આપના વર્તનમાં જોવા મળતો નથી કે આપે જાહેરમાં સુલેહ અને ખાનગીમાં યુદ્ધની કોઈ રીતનો ઉપયોગ કર્યો હોય.

આ બાબતમાં નબી સ.અ.વ.નું આ ઉત્તમ દૃષ્ટાંત છે. તેથી ઉપરોકત આયતના સામાન્ય હુકમથી અલગ થઈને જો કોઈ કાર્યવાહી કરી શકાતી હોય તો તે અમુક ખાસ સંજોગોમાં જ કરી શકાય અને એ જ સીધી સજ્જનતાપૂર્વક રીતે કરી શકાય જે નબી સ.અ.વ. એ અપનાવી હતી.

આ ઉપરાંત જો કોઈ સંધિવાળી કોમ સાથે કોઈ બાબતમાં કોઈ ઝઘડો પડે અને આપણે જોઈએ કે વાટાઘાટો અથવા આંતર્રાષ્ટ્રીય મધ્યસ્થી દ્વારા એ ઝઘડો ઉકેલી શકાય તેમ નથી અથવા બીજો પક્ષકાર તેને તાકાતના જોરે ઉકેલવા માગે છે ત્યારે આપણા માટે એ યોગ્ય બની જાય છે કે આપણે તેને ઉકેલવામાં બળનો ઉપયોગ કરીએ, પરંતુ ઉપરોકત આયત આપણી ઉપર નૈતિક જવાબદારી નાખે છે કે શક્તિનો આપણો આ ઉપયોગ સ્પષ્ટ જાહેરાત કર્યા પછી થવો જોઈએ અને ખુલ્લંખુલ્લા થવો જોઈએ. એવી છાનીમાની લશ્કરી

وَ اِنْ جَنَحُوْا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا وَ تَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّهٗ
هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٦١﴾ وَ اِنْ يُّرِيْدُوْۤا اَنْ يَّخْدَعُوْكَ فَاِنَّ
حَسْبَكَ اللّٰهُ ؕ هُوَ الَّذِيْۤ اَيَّدَكَ بِنَصْرِهٖ وَ بِالْمُؤْمِنِيْنَ ﴿٦٢﴾ۙ
وَ اَلَّفَ بَيْنَ قُلُوْبِهِمْ ؕ لَوْ اَنْفَقْتَ مَا فِي الْاَرْضِ جَمِيْعًا
مَّاۤ اَلَّفْتَ بَيْنَ قُلُوْبِهِمْ وَ لٰكِنَّ اللّٰهَ اَلَّفَ بَيْنَهُمْ ؕ اِنَّهٗ

**અને હે નબી, જો દુશ્મન સુલેહ-શાંતિ તરફ ઝુકાવ ધરાવતાં હોય તો તમે પણ તેના માટે તૈયાર થઈ જાઓ અને અલ્લાહ ઉપર ભરોસો રાખો, નિઃશંક એ જ બધું સાંભળનાર અને જાણનાર છે. અને જો તેઓ દગાની દાનત ધરાવતાં હોય તો તમારા માટે અલ્લાહ પૂરતો છે.[૪૫] તે જ તો છે જેણે પોતાની સહાયતા વડે અને મોમિનો મારફતે તમારી હિમાયત કરી અને મોમિનોના દિલ એકબીજાની સાથે જોડી દીધાં. તમે સમગ્ર ધરતીનું ધન પણ ખર્ચી નાખ્યું હોત તો પણ આ લોકોના દિલો એકબીજાની સાથે જોડી શકયાં ન હોત પરંતુ તે અલ્લાહ છે જેણે આ લોકોનાં દિલો જોડી દીધાં,[૪૬] નિઃશંક તે**

કાર્યવાહીઓ કરવી જેમનો જાહેરમાં એકરાર કરવા માટે આપણે તૈયાર ન હોઈએ તે અનૈતિક વાત છે જેનું શિક્ષણ ઈસ્લામ આપણને આપતું નથી.

(૪૪) આનો અર્થ આ છે કે તમારી પાસે યુદ્ધસામગ્રી અને કાયમી લશ્કર (Standing Army) હંમેશાં તૈયાર રહેવું જોઈએ કે જેથી જરૂર પડ્યે તરત જ લશ્કરી કાર્યવાહી કરી શકો. એવું ન થાય કે જોખમ માથે આવી જાય ત્યારપછી ગભરાટમાં જલ્દી જલ્દી સ્વયંસેવકો, હથિયારો અને સામાન ભેગો કરવાનો પ્રયત્ન કરવામાં આવે અને આ સમય દરમ્યાન તૈયારી પૂરી થતાં પહેલાં દુશ્મન તેનું કામ કરી નાખે.

(૪૫) એટલે કે આંતરરાષ્ટ્રીય બાબતોમાં તમારી નીતિ કાયરતાની હોવી જોઈએ નહીં બલકે ખુદા ઉપર વિશ્વાસવાળી, બહાદુરીભરી અને શૌર્યવાળી હોવી જોઈએ. દુશ્મન જયારે સમાધાનની વાટાઘાટો માટે ઈચ્છા દર્શાવે ત્યારે તરત જ તેના માટે તૈયાર થઈ જાઓ અને સમાધાન માટે હાથ લંબાવવાથી એ કારણસર ઈનકાર ન કરો કે તે શુદ્ધ દાનત સાથે સમાધાન કરવા માગતો નથી બલકે વિશ્વાસઘાત કરવાનો ઈરાદો ધરાવે છે. કોઈની પણ દાનત અંગે ખાતરીપૂર્વક જાણી શકાતું નથી. જો તે ખરેખર સમાધાનની જ દાનત ધરાવતો હોય તો તમે અમસ્તાં જ તેની દાનત ઉપર શંકા કરીને રકતપાતને શા માટે લંબાવો અને જો તે વિશ્વાસઘાતની દાનત ધરાવતો હોય તો તમારે ખુદાના ભરોસે બહાદુર બનવું જોઈએ. સમાધાન માટે આગળ વધનાર હાથના જવાબમાં હાથ આગળ

عَزِيزٌ حَكِيمٌ ﴿٦٣﴾ يَاأَيُّهَا النَّبِيُّ حَسْبُكَ اللَّهُ وَمَنِ اتَّبَعَكَ مِنَ
الْمُؤْمِنِينَ ﴿٦٤﴾ يَاأَيُّهَا النَّبِيُّ حَرِّضِ الْمُؤْمِنِينَ عَلَى الْقِتَالِ
إِنْ يَكُنْ مِنْكُمْ عِشْرُونَ صَابِرُونَ يَغْلِبُوا مِائَتَيْنِ وَإِنْ يَكُنْ
مِنْكُمْ مِائَةٌ يَغْلِبُوا أَلْفًا مِنَ الَّذِينَ كَفَرُوا بِأَنَّهُمْ قَوْمٌ
لَا يَفْقَهُونَ ﴿٦٥﴾ الْآنَ خَفَّفَ اللَّهُ عَنْكُمْ وَعَلِمَ أَنَّ فِيكُمْ




**ઘણો જોરાવર અને ડહાપણવાળો છે. હે નબી, તમારા માટે તથા તમારા અનુયાયી ઈમાનવાળાઓ માટે તો માત્ર અલ્લાહ જ પૂરતો છે. (રુકૂઅ ૮)**

**હે નબી, મોમિનોને યુદ્ધ માટે પ્રોત્સાહિત કરો. જો તમારામાંથી વીસ માણસો ધૈર્યવાન હોય તો તેઓ બસો ઉપર વિજયી થશે અને જો સો માણસો એવાં હોય તો સત્યનો ઈનકાર કરનારાઓમાંથી હજાર માણસો ઉપર ભારે પડશે કેમ કે તે એવા લોકો છે જે સમજ ધરાવતાં નથી.[૪૭] સારું, હવે અલ્લાહે તમારો બોજો હળવો કર્યો અને તેને જણાઈ ગયું કે હજુ પણ તમારી અંદર**

કરો કે જેથી તમારી નૈતિક સર્વોપરિતા સાબિત થાય અને લડાઈ માટે ઉગામેલા હાથને તમારા બાહુબળથી તોડીને ફેંકી દો કે જેથી કયારેય કોઈ વિશ્વાસઘાતી કોમ તમને હળવો ખોરાક માની લેવાની હિંમત ન કરે.

(૪૬) અહીં ઈશારો એ ભાઈચારા અને પ્રેમની તરફ છે જે અલ્લાહતઆલાએ ઈમાનવાળા આરબોની વચ્ચે પેદા કરીને તેમને એક મજબૂત જૂથ બનાવી દીધા હતાં, જો કે આ જૂથના લોકો એ વિવિધ કબીલાઓમાંથી આવેલા હતાં જેમની વચ્ચે સૈકાઓથી દુશ્મનાવટ ચાલી આવી રહી હતી. ખાસ કરીને અલ્લાહની આ કૃપા ઔસ અને ખઝરજની બાબતમાં તો સૌથી વધુ દેખાઈ આવતી હતી. આ બન્ને કબીલાઓ બે વર્ષ પહેલાં સુધી એક બીજાના લોહીના તરસ્યા હતાં અને બુઆસની પ્રખ્યાત લડાઈને હજુ બહુ દિવસો પણ વીત્યાં ન હતાં જેમાં ઔસે ખઝરજને તથા ખઝરજે ઔસને જાણે કે પૃથ્વીના પટ ઉપરથી ખતમ કરી દેવાનો ઈરાદો કરી લીધો હતો. આવી ઉગ્ર અદાવતોને બે-ત્રણ વર્ષની અંદર જ ગાઢ મૈત્રી અને ભાઈચારામાં બદલી નાખવી તથા એકબીજાથી નફરત કરતાં ભાગોને જોડીને એક એવી મજબૂત દીવાલ બનાવી દેવી, જેમ કે નબી સ.અ.વ.ના જમાનામાં ઈસ્લામી સમુદાય હતો, ખરેખર માણસની શક્તિ બહારનું હતું અને દુનિયાના સાધનોની મદદથી આવું ભવ્ય કાર્ય પૂર્ણ થઈ શકે તેમ ન હતું. એટલા માટે અલ્લાહતઆલા કહે છે કે જયારે અમારી હિમાયત અને મદદે આ બધું કરી દેખાડ્યું છે ત્યારે ભવિષ્યમાં પણ તમારી નજર દુનિયાના સાધનો ઉપર નહીં બલકે ખુદાની હિમાયત ઉપર હોવી જોઈએ કે જે કંઈ કામ બનશે, તેનાથી જ બનશે.

ضَعۡفًا ؕ فَاِنۡ يَّكُنۡ مِّنۡكُمۡ مِّائَةٌ صَابِرَةٌ يَّغۡلِبُوۡا مِائَتَيۡنِ ۚ وَ
اِنۡ يَّكُنۡ مِّنۡكُمۡ اَلۡفٌ يَّغۡلِبُوۡۤا اَلۡفَيۡنِ بِاِذۡنِ اللّٰهِ ؕ وَاللّٰهُ مَعَ
الصّٰبِرِيۡنَ ﴿۶۶﴾ مَا كَانَ لِنَبِىٍّ اَنۡ يَّكُوۡنَ لَهٗۤ اَسۡرٰى حَتّٰى
يُثۡخِنَ فِى الۡاَرۡضِ ؕ تُرِيۡدُوۡنَ عَرَضَ الدُّنۡيَا ۖ وَاللّٰهُ يُرِيۡدُ

**કમજોરી છે, તેથી જો તમારામાંથી સો માણસો ધૈર્યવાન હોય તો તેઓ બસો ઉપર અને હજાર માણસો આવાં હોય તો બે હજાર ઉપર અલ્લાહના હુકમથી વિજયી થશે,[૪૮] અને અલ્લાહ એ લોકોની સાથે છે જે ધૈર્યવાન છે.**

**કોઈ નબીને આ શોભતું નથી કે તેની પાસે કેદીઓ હોય જ્યાં સુધી તે ભૂમિમાં દુશ્મનોને સારી પેઠે કચડી ન નાખે. તમે લોકો દુનિયાના ફાયદા ઈચ્છો છો, જો કે અલ્લાહની નજર સમક્ષ તો**

(૪૭) આજકાલ રૂઢિગત રીતે જે વસ્તુને આંતરિકશક્તિ અથવા નૈતિકશક્તિ (Morale) કહેવામાં આવે છે, અલ્લાહતઆલાએ આને જ ફિકહ વ ફહેમ અને સમજદારી (Understaning) કહી છે અને આ શબ્દ શબ્દ આ અર્થ માટે આધુનિક પ્રયોગ કરતાં વધારે વૈજ્ઞાનિક છે. જે માણસ તેના ધ્યેયની સાચી સમજ ધરાવતો હોય અને ઠંડા દિલથી ખૂબ સમજી વિચારીને તેના માટે લડી રહ્યો હોય કે જે વસ્તુ માટે તે જાનનું જોખમ વહોરી રહ્યો છે તે પોતાના વ્યક્તિગત જીવન કરતાં વધારે કીંમતી છે અને તેને ગુમાવી દીધા પછી જીવવું નકામું છે, તે સભાનતા વિના લડનાર માણસ કરતાં અનેકગણી વધારે શક્તિ ધરાવે છે જો કે શારીરિક શક્તિમાં બન્ને વચ્ચે કોઈ ફરક ન હોય. પછી જે માણસને હકીકતનું ભાન હોય, જે પોતાની હસ્તી અને ખુદાની હસ્તી તથા ખુદાની સાથેનો તેનો સંબંધ, અને દુનિયાના જીવનની હકીકત તથા મોતની હકીકત અને મૃત્યુ પછીના જીવનની હકીકતને સારી રીતે જાણતો હોય, અને જેને સત્ય અને અસત્યના ભેદ અને અસત્યના વિજયના પરિણામોની પણ સાચી સમજ હોય, તેની શક્તિને તો એ લોકો પણ પહોંચી નથી શકતાં જે રાષ્ટ્રવાદ અને પ્રદેશવાદ અથવા વર્ગીય વિવાદોની સભાનતા સાથે મેદાનમાં આવે. એટલા જ માટે કહેવામાં આવ્યું છે કે એક સમજદાર મોમિન અને એક કાફિરની વચ્ચે હકીકતની સભાનતા અને સભાનતાના અભાવને કારણે કુદરતી રીતે ૧:૧૦ નું પ્રમાણ છે. પરંતુ આ પ્રમાણ માત્ર સમજદારીથી સ્થપાતું નથી બલકે તેની સાથે ધીરજનો ગુણ પણ એક અનિવાર્ય શરત છે.

(૪૮) આનો અર્થ આ નથી કે પહેલાં ૧:૧૦ નું પ્રમાણ હતું અને હવે કેમ કે તમારામાં નબળાઈ આવી ગઈ છે એટલા માટે ૧:૨ નું પ્રમાણ નકકી કરી દેવામાં આવ્યું છે બલકે આનો સાચો અર્થ આ છે કે સૈદ્ધાંતિક તેમજ ગુણવત્તાની દૃષ્ટિએ તો ઈમાનવાળાં અને કાફિરોની વચ્ચે ૧:૧૦ નું જ પ્રમાણ છે, પરંતુ કેમ કે હજુ તમારા લોકોની નૈતિક કેળવણી પૂરી થઈ નથી અને હજુ સુધી તમારી સભાનતા અને તમારી સમજદારીનું માપ પુખ્તતાએ પહોંચ્યું નથી એટલા માટે અત્યારે તો તેમાં ઘટાડો કરીને તમારી પાસેથી આ અપેક્ષા રાખવામાં આવે છે કે તમારાથી બમણી

الْاٰخِرَةَ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٦٧﴾ لَوْلَا كِتٰبٌ مِّنَ اللّٰهِ سَبَقَ
لَمَسَّكُمْ فِيْمَاۤ اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٦٨﴾ فَكُلُوْا مِمَّا غَنِمْتُمْ
حَلٰلًا طَيِّبًا ۖ وَّاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٦٩﴾ ع

રુકૂઅ ૯

**આખિરત છે, અને અલ્લાહ વર્ચસ્વશાળી અને ડહાપણવાળો છે. જો અલ્લાહનો લેખ અગાઉથી લખાઈ ગયો ન હોત તો જે કંઈ તમે લોકોએ લીધું છે તેના બદલામાં તમને મોટી સજા આપવામાં આવી હોત. તેથી જે માલ તમે મેળવ્યો છે તેને ખાઓ કેમ કે તે હલાલ અને પાક છે અને અલ્લાહથી ડરતાં રહો.[૪૯] નિઃશંક અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. (રુકૂઅ ૯)**

શક્તિ સામે ટકકર લેવામાં તો તમને જરાપણ હિચકિચાટ થવો ન જોઈએ. ધ્યાન રહે કે આ આયત હિજરી સન્ ૨ માં ઊતરેલી છે કે જ્યારે મુસલમાનોમાં ઘણાં લોકો હજુ હમણાં જ નવા નવા ઈસ્લામમાં દાખલ થયા હતાં અને તેમની કેળવણી આરંભિક તબકકામાં હતી. પાછળથી નબી સ.અ.વ.ના માર્ગદર્શન હેઠળ આ લોકો પરિપકવ થઈ ગયાં ત્યારે હકીકતમાં તેમની અને કાફિરોની વચ્ચે ૧:૧૦ નું પ્રમાણ સ્થપાઈ ગયું અને નબી સ.અ.વ.ના અંતિમ સમયમાં તથા ખુલફાએ રાશેદીનના જમાનાની લડાઈઓમાં ઘણી વખત આનો અનુભવ થયો છે.

(૪૯) આ આયતની સમજૂતી આપતાં તફસીરકર્તાઓએ જે રિવાયતો વર્ણવી છે તે આ પ્રમાણે છે કે બદ્રની લડાઈમાં કુરૈશના લશ્કરના જે લોકો કેદ પકડાયા હતાં તેમના વિષે પાછળથી ચર્ચા થઈ કે તેમની સાથે કેવો વ્યવહાર કરવામાં આવે. હઝરત અબૂબક્ર રદિ. એ આ મત દર્શાવ્યો કે ફિદ્યો (મુક્તિદંડ) લઈને છોડી દેવામાં આવે, અને હઝરત ઉમર રદિ. એ કહ્યું કે મૃત્યુદંડ આપવામાં આવે. નબી સ.અ.વ.એ હઝરત અબૂબક્ર રદિ.નો મત સ્વીકાર્યો અને ફિદ્યા માટે નિર્ણય લેવાયો. આ પ્રસંગે અલ્લાહતઆલાએ આ આયતો ગુસ્સા અને નારાજગીના રૂપમાં ઊતારી. પરંતુ આયતની તફસીર કરનારાઓ આ વાકયનું કોઈ તર્કયુકત અર્થઘટન કરી શકયાં નથી કે ''જો અલ્લાહનો લેખ અગાઉથી લખાઈ ગયો ન હોત.'' તેઓ કહે છે કે આનો અર્થ તકદીરેઈલાહી છે, (ખુદાએ નિર્મિત કરેલું નસીબ) અથવા અલ્લાહતઆલાએ પહેલાંથી જ એવો ઈરાદો કરી લીધેલો હતો કે મુસલમાનો માટે ગનીમતના માલને હલાલ કરી દેશે. પરંતુ દેખીતું છે કે જ્યાં સુધી કાનૂની વહી દ્વારા કોઈ વસ્તુની પરવાનગી આપવામાં આવી ન હોય, તેનું લેવું કાયદેસર હોઈ શકે નહીં. તેથી નબી સ.અ.વ. સહિત સમગ્ર ઈસ્લામી સમુદાય આ અર્થઘટનની રૂએ ગુનેગાર ઠરે છે અને આવા અર્થઘટનને એકાદ વ્યક્તિના હવાલાના ભરોસે સ્વીકારી લેવો ખૂબ જ ગંભીર વાત છે.

મારા મતે અત્રે સાચું અર્થઘટન આ છે કે બદ્રની લડાઈ પહેલાં સૂરઃ મુહમ્મદની આયત ૪માં યુદ્ધ વિષે જે આરંભિક આદેશો આપવામાં આવ્યા હતાં તેમાં આ કહેવામાં આવ્યું હતું કે فَاِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا فَضَرْبَ الرِّقَابِ حَتّٰۤى اِذَاۤ اَثْخَنْتُمُوْهُمْ فَشُدُّوا الْوَثَاقَ ۖ فَاِمَّا مَنًّۢا بَعْدُ وَاِمَّا فِدَآءً حَتّٰى تَضَعَ الْحَرْبُ اَوْزَارَهَا ○ આ આયતમાં યુદ્ધ કેદીઓ પાસેથી ફિદ્યો વસૂલ કરવાની પરવાનગી તો આપવામાં આવી હતી પરંતુ તેની સાથે શરત આ મૂકવામાં આવી હતી કે

يٰۤاَيُّهَا النَّبِيُّ قُلْ لِّمَنْ فِيْۤ اَيْدِيْكُمْ مِّنَ الْاَسْرٰۤى ۙ اِنْ يَّعْلَمِ
اللّٰهُ فِيْ قُلُوْبِكُمْ خَيْرًا يُّؤْتِكُمْ خَيْرًا مِّمَّاۤ اُخِذَ مِنْكُمْ وَ يَغْفِرْ
لَكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۷۰﴾ وَ اِنْ يُّرِيْدُوْا خِيَانَتَكَ فَقَدْ
خَانُوا اللّٰهَ مِنْ قَبْلُ فَاَمْكَنَ مِنْهُمْ ؕ وَ اللّٰهُ عَلِيْمٌ
حَكِيْمٌ ﴿۷۱﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ هَاجَرُوْا وَ جٰهَدُوْا بِاَمْوَالِهِمْ

**હે નબી, તમારા કબજામાં જે કેદી છે તેમને કહો કે જો અલ્લાહને ખબર પડી કે તમારા દિલોમાં થોડી ભલાઈ છે તો તે તમને તેનાથી ઘણું વધારે આપશે જે તમારી પાસેથી લઈ લેવામાં આવ્યું છે અને તમારી ભૂલો માફ કરશે, અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. પરંતુ જો તેઓ તારી સાથે વિશ્વાસઘાત કરવાનો ઈરાદો રાખતાં હોય તો આ પહેલાં તેઓ અલ્લાહ સાથે વિશ્વાસઘાત કરી ચૂક્યા છે, તેથી આની જ સજા અલ્લાહે તેમને આપી કે તેઓ તારા કાબૂ હેઠળ આવી ગયાં, અલ્લાહ બધું જાણે છે અને ડહાપણવાળો છે.**

**જે લોકોએ ઈમાનનો સ્વીકાર કર્યો અને હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં તેમનાં જીવ લડાવ્યાં અને તેમનો**

પહેલાં દુશ્મનની શક્તિને સંપૂર્ણપણે કચડી નાખવામાં આવે ત્યાર પછી કેદીઓ પકડવા અંગે વિચાર કરવામાં આવે. આ હુકમની રૂએ મુસલમાનોએ બદ્રમાં જે કેદીઓને પકડ્યાં અને ત્યાર પછી તેમની પાસેથી જે ફિદ્યો વસૂલ કર્યો તે હતો તો પરવાનગી પ્રમાણે, પરંતુ ભૂલ એ થઈ કે "દુશ્મનની તાકાતને કચડી નાખવાની" જે શરત પહેલી રાખવામાં આવી હતી તેને પૂરી કરવામાં ન આવી. લડાઈમાં જયારે કુરૈશનું લશ્કર નાસી છૂટયું ત્યારે મુસલમાનોનું એક મોટું જૂથ ગનીમતનો માલ લૂંટવામાં અને કાફિરોના માણસોને પકડી પકડીને બાંધવામાં લાગી ગયું અને થોડાઘણાં માણસોએ દુશ્મનોનો થોડે દૂર સુધી પીછો કર્યો. પણ જો મુસલમાનોએ પૂરી તાકાત સાથે તેમનો પીછો કર્યો હોત તો કુરૈશની તાકાતનો એ જ દિવસે ખાતમો થઈ ગયો હોત. આના જ માટે અલ્લાહતઆલા નારાજગી દર્શાવી રહ્યો છે અને આ ગુસ્સો નબી સ.અ.વ. સામે નથી બલકે મુસલમાનો સામે છે. આ આયત પાછળનો ઈરાદો આ છે કે "તમે લોકો હજુ નબીના મિશનને સારી રીતે સમજયાં નથી. નબી નું અસલ કામ આ નથી કે ફિદ્યા અને ગનીમતના માલને ભેગું કરીને ખજાનાં ભરે, બલકે તેનું લક્ષ્ય જે વસ્તુ સાથે સીધો સંબંધ ધરાવે છે તે ફકત આ જ છે કે કુફ્રની તાકાત ભાંગી પડે. પરંતુ તમારી ઉપર વારંવાર દુનિયાની લાલચ છવાઈ જાય છે. પહેલાં દુશ્મનની મૂળ તાકાતને બદલે કાફલા ઉપર હુમલો કરવા ઈચ્છતા હતાં, ત્યાર પછી દુશ્મનને ખતમ કરી નાખવાને બદલે ગનીમતનો માલ લૂંટવામાં અને તેમને કેદ પકડવામાં લાગી ગયાં, ત્યાર

وَ اَنْفُسِهِمْ فِیْ سَبِیْلِ اللّٰهِ وَ الَّذِیْنَ اٰوَوْا وَّ نَصَرُوْۤا اُولٰٓئِكَ
بَعْضُهُمْ اَوْلِیَآءُ بَعْضٍ ؕ وَ الَّذِیْنَ اٰمَنُوْا وَ لَمْ یُهَاجِرُوْا مَا
لَكُمْ مِّنْ وَّلَایَتِهِمْ مِّنْ شَیْءٍ حَتّٰی یُهَاجِرُوْا ۚ وَ اِنِ

**માલ ખર્ચ્યો, જે લોકોએ હિજરતીઓને આશ્રય આપ્યો અને તેમની મદદ કરી, તેઓ જ હકીકતમાં એકબીજાનાં વાલી છે. બાકીના લોકો કે જે ઈમાન તો લાવ્યાં પણ હિજરત કરીને (દારુલઈસ્લામમાં) આવી ગયાં નથી તો તેમની સાથે તમારો વાલી તરીકેનો કોઈ સંબંધ નથી જ્યાં સુધી તેઓ હિજરત કરીને આવી ન જાય.[૫૦] હા, જો તેઓ**

પછી ગનીમતના માલ માટે ઝઘડવા માંડયાં. જો અમે પહેલાં ફિદ્યો વસૂલ કરવાની પરવાનગી આપી દીધેલી ન હોત તો આના માટે તમને ભારે સજા આપી હોત. સારૂં, હવે જે કંઈ તમે લીધું છે તે ખાઈ લો, પરંતુ ભવિષ્યમાં આવું કરવાથી બચતાં રહેજો જે અલ્લાહની નજીક અણગમતું છે.'' હું આ મત ઉપર પહોંચી ગયો હતો કે ઈમામ જસ્સાસના પુસ્તક એહકામુલકુર્આનમાં આ જોઈને મને વધુ સંતોષ થયો કે ઈમામ પોતે પણ આ અર્થઘટનને ઓછામાં ઓછું ધ્યાનમાં લેવા પાત્ર જરૂર ગણે છે. બીજું, સીરત ઈબ્નેહિશામમાં આ રિવાયત જોવા મળી કે જે વખતે ઈસ્લામના મુજાહિદો આ ગનીમતના માલને લૂંટવામાં અને કાફિરોના માણસોનો પકડી-પકડીને બાંધવામાં વ્યસ્ત હતાં ત્યારે નબી સ.અ.વ. એ જોયું કે હઝરત સઅદ બિન મુઆઝ રદિ.ના ચહેરા ઉપર થોડા અણગમાના ચિહ્નો છે. નબી સ.અ.વ.એ તેમને પૂછ્યું કે ''હે સઅદ, એવું લાગે છે કે લોકોનું આ વર્તન તમને પસંદ આવી રહ્યું નથી.'' તેમણે કહ્યું કે ''જી હા, હે અલ્લાહના રસૂલ ! આ પહેલી લડાઈ છે જેમાં અલ્લાહતઆલાએ મુશ્રિકોને પરાજય અપાવડાવ્યો છે, આ પ્રસંગે તેમને કેદી બનાવીને તેમના જીવ બચાવી લેવા કરતાં વધારે સારૂં એ હોત કે તેમને પૂરી રીતે કચડી નાખવામાં આવ્યાં હોત.'' (ભાગ ૨, પાન.૨૮૦, ૨૮૧)

(૫૦) આ આયત ઈસ્લામના બંધારણીય કાનૂનની એક મહત્ત્વની કલમ છે. આમાં આ નિયમ નક્કી કરવામાં આવ્યો છે કે ''વિલાયત'' નો સંબંધ માત્ર એ મુસલમાનો વચ્ચે હશે જે કાં તો દારુલઈસ્લામના નાગરિક હોય, અથવા જો બહારથી આવે તો હિજરત કરીને આવી જાય. હવે રહ્યાં એ મુસલમાનો જે ઈસ્લામી રાજ્યની ભૌગોલિક સીમાની બહાર હોય, તો તેમની સાથે ધાર્મિક ભાઈચારો તો કાયમ રહેશે પરંતુ ''વિલાયત'' નો સંબંધ નહીં હોય. અને આવી જ રીતે એ મુસલમાનો સાથે પણ આ ''વિલાયત''નો સંબંધ રહેશે નહીં જે હિજરત કરીને ન આવે બલકે દારુલકુફ્રના નાગરિક હોવાની હેસિયતથી દારુલઈસ્લામમાં આવે. ''વિલાયત'' શબ્દ અરબી ભાષામાં હિમાયત, સહાય, મદદગારી, ટેકો આપવો, મિત્રતા, નિકટતા, વાલીપણું તથા આની સાથે મળતાં આવતાં અર્થો માટે બોલવામાં આવે છે અને આ આયતના સંદર્ભમાં સ્પષ્ટપણે આનો અર્થ એ સંબંધ છે જે એક રાજ્યનો તેના નાગરિકની સાથે અને નાગરિકોનો તેમના રાજ્ય સાથે, તથા નાગરિકોનો તેમની અંદરોઅંદર હોય છે. તેથી આ આયત ''બંધારણીય અને રાજકીય વિલાયત'' ને ઈસ્લામી રાજ્યની ભૌગોલિક

اسْتَنْصَرُوْكُمْ فِي الدِّيْنِ فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿٧٢﴾ وَالَّذِيْنَ كَفَرُوْا

**દીનના મામલામાં તમારી પાસે મદદ માગે તો તેમની મદદ કરવી તમારી ફરજ છે, પરંતુ કોઈ એવી કોમ વિરુદ્ધ નહીં કે જેની સાથે તમારી સંધિ હોય.[૫૧] તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને જુએ છે. જે લોકો સત્યનો ઈનકાર કરનારાં છે**

સીમાઓ સુધી મર્યાદિત કરી દે છે, અને આ સીમાથી બહારના મુસલમાનોને આ વિશિષ્ટ સંબંધમાંથી બાકાત ઠરાવી દે છે. આ ''વિલાયત''ના અભાવના કાનૂની પરિણામો ઘણાં વિશાળ છે જેની વિગતો વર્ણવવાનો અહીં મોકો નથી. દા.ત. ફકત આટલો જ ઈશારો પૂરતો થશે કે આ વિલાયતના અભાવના કારણે દારુલકુફ્ર અને દારુલઈસ્લામના મુસલમાનો એકબીજાના વારસદાર થઈ શકતાં નથી, એકબીજાના કાનૂની વાલી (Guardian) થઈ શકતાં નથી, અને ઈસ્લામી રાજય કોઈ એવા મુસલમાનને પોતાને ત્યાં જવાબદારીવાળો હોદ્દો આપી શકતું નથી જેણે દારુલકુફ્ર સાથે નાગરિકત્વનો સંબંધ તોડી નાખ્યો ન હોય. આ ઉપરાંત, આ આયત ઈસ્લામી રાજયની વિદેશ રાજનીતિ ઉપર પણ અસર કરે છે. આની રૂએ ઈસ્લામી રાજયની જવાબદારી એ મુસલમાનો સુધી સીમિત રહે છે જે તેની સીમાઓની અંદર રહે છે, બહારના મુસલમાનો માટે કોઈ જવાબદારીનો બોજો તેના માથે નથી. આ જ એ વાત છે જે નબી સ.અ.વ. એ આ હદીસમાં કહી છે. انابریء من کل مسلم بین ظہرانی المشرکین. આ હદીસનો અર્થ આ છે કે ''હું કોઈ એવા મુસલમાનની હિમાયત અને રક્ષણ માટે જવાબદાર નથી જે મુશ્રિકો વચ્ચે રહેતો હોય.'' આવી રીતે ઈસ્લામી કાનૂને એ ઝઘડાનું મૂળ કાપી નાખ્યું છે જે સામાન્ય રીતે આંતરર્રાષ્ટ્રીય મડાગાંઠોનું કારણ બને છે કેમ કે જયારે કોઈ રાજય તેની સીમાઓની બહાર રહેતી કેટલીક લઘુમતિઓની જવાબદારી પોતાના માથે લે છે ત્યારે તેના કારણે એવી મૂંઝવણો ઊભી થઈ જાય છે જેમને વારંવારની લડાઈઓ પણ ઉકેલી શકતી નથી.

(૫૧) ઉપરની આયતમાં દારુલઈસ્લામની બહાર રહેતાં મુસલમાનોને ''રાજકીય વિલાયત''ના સંબંધમાંથી બાકાત ઠરાવવામાં આવ્યા હતાં. હવે, આ આયત આ વાતની સમજૂતી આપે છે કે આ સંબંધમાંથી બાકાત રહેવા છતાં તેઓ ''ધાર્મિક ભાઈચારા''ના સંબંધમાંથી બાકાત નથી. જો કોઈ જગ્યાએ તેમની ઉપર જુલમ થઈ રહ્યો હોય અને તેઓ ઈસ્લામી સમાજની સાથેના સંબંધના આધારે દારુલઈસ્લામના રાજય અને તેના નાગરિકો પાસેથી મદદની માગણી કરે ત્યારે તેમની ફરજ થઈ પડે છે કે તેમના આ જુલમનો ભોગ બનેલાં ભાઈઓની મદદ કરે. પરંતુ આના પછી વધુ સ્પષ્ટતા કરતાં કહેવામાં આવ્યું કે આ ધાર્મિક ભાઈઓની મદદનું કર્તવ્ય આડેધડ રીતે અદા કરવામાં નહીં આવે બલકે તે આંતરર્રાષ્ટ્રીય જવાબદારીઓ અને નૈતિક મર્યાદાઓનું ધ્યાન રાખીને અદા કરી શકાશે. જો જુલમ કરનાર કોમ સાથે દારુલઈસ્લામના સંધિ આધારિત સંબંધો હોય તો એવા સંજોગોમાં જુલમનો ભોગ બનેલાં મુસલમાનોની કોઈ એવી મદદ નહીં કરી શકાય કે જે આ સંબંધોની નૈતિક જવાબદારીઓની વિરૂદ્ધ જતી હોય.

بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ؕ اِلَّا تَفْعَلُوْهُ تَكُنْ فِتْنَةٌ فِى
الْاَرْضِ وَفَسَادٌ كَبِيْرٌ ﴿۷۳﴾ وَالَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا
وَجٰهَدُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ وَالَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْۤا اُولٰٓئِكَ
هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا ؕ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ﴿۷۴﴾
وَالَّذِيْنَ اٰمَنُوْا مِنْۢ بَعْدُ وَهَاجَرُوْا وَجٰهَدُوْا مَعَكُمْ
فَاُولٰٓئِكَ مِنْكُمْ ؕ وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ
فِىْ كِتٰبِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ﴿۷۵﴾ ع

રુકૂઅ ૧૦

الربع

**તેઓ એકબીજાની હિમાયત કરે છે. જો તમે આવું નહીં કરો તો ભૂમિમાં ઉપદ્રવ અને માટી અરાજકતા પેદા થશે.[૫૨]**

**જે લોકો ઈમાન લાવ્યાં અને જેમણે અલ્લાહના માર્ગમાં ઘરબાર છોડ્યાં અને સંઘર્ષ કર્યો અને જેમણે આશ્રય આપ્યો અને મદદ કરી તેઓ જ સાચા મોમિન છે. તેમના માટે કસૂરો પ્રત્યે દરગુજર છે અને ઉત્તમ જીવનનિર્વાહનો સામાન છે, અને જે લોકો પછીથી ઈમાન લાવ્યાં અને હિજરત કરીને આવી ગયાં અને તમારી સાથે જોડાઈને સંઘર્ષ કરવા લાગ્યાં તે પણ તમારામાં જ સામેલ છે. પરંતુ અલ્લાહના ગ્રંથમાં લોહીના સગાં એકબીજાના વધારે હક્કદાર છે.[૫૩] નિઃશંક અલ્લાહ દરેક વસ્તુને જાણે છે. (રુકૂઅ ૧૦)**

આયતમાં સંધિ માટે "ميثاق" ''મીસાક'' શબ્દનો ઉપયોગ થયો છે. આ શબ્દનો મૂળ "وثوق" ''વુસૂક'' છે જે અરબી ભાષાની જેમ ગુજરાતીમાં પણ ભરોસા અને વિશ્વાસ માટે વપરાય છે. મીસાક એ દરેક વસ્તુને કહી શકાય જેના આધારે કોઈ કોમ પ્રચલિત રિવાજ પ્રમાણે એવો વિશ્વાસ રાખવા માટે સાચી હોય કે અમારી અને તેમની વચ્ચે લડાઈ નથી, ભલે પછી આપણી તેમની સાથે સ્પષ્ટ નાયુદ્ધ સંધિ થઈ હોય કે ન થઈ હોય.

બીજું, આયતમાં بينكم وبينهم ميثاق શબ્દો કહેવામાં આવ્યાં છે. એટલે કે ''તમારી અને તેમની વચ્ચે સંધિ હોય.'' આના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે દારુલઈસ્લામના રાજયે જે સંધિ આધારિત સંબંધો કોઈ બિનમુસ્લિમ રાજય સાથે સ્થાપ્યાં હોય તે માત્ર બે રાજયો વચ્ચે જ નથી બલકે બન્ને કોમોની વચ્ચે પણ છે અને

તેમની નૈતિક જવાબદારીઓમાં મુસલમાન રાજયની સાથે મુસલમાન કોમ અને તેના લોકો પણ સામેલ છે. ઈસ્લામી કાનૂન એ વાતને બિલકુલ વ્યાજબી માનતું નથી કે મુસ્લિમ રાજય જે બાબતો કોઈ દેશ અથવા કોમ સાથે નકકી કરે તેની નૈતિક જવાબદારીઓમાંથી મુસલમાન કોમ અથવા તેના લોકો મુકત રહે. અલબત્ત, દારુલઈસ્લામના રાજયની સંધિઓના બંધનો માત્ર એ મુસલમાનો ઉપર જ લાગુ પડશે જે એ રાજયના ક્ષેત્રમાં રહેતાં હોય. આ ક્ષેત્રથી બહારની દુનિયાના બાકીના મુસલમાનો કોઈ પણ રીતે આ જવાબદારીઓમાં સામેલ થશે નહીં. આ જ કારણ છે કે હુદૈબિયહમાં જે સંધિ નબી સ.અ.વ.એ મકકાના કાફિરો સાથે કરી હતી તેના આધારે કોઈ બંધન હઝરત અબૂ બુસૈર અને અબૂ જન્દલ તથા એ મુસલમાનો ઉપર લાગુ પડયું નહીં જે દારુલઈસ્લામની પ્રજા ન હતાં.

(પર) આ વાકયનો સંબંધ જો સૌથી નજીકના કથન સાથે માનવામાં આવે તો અર્થ આ થશે કે જેવી રીતે કાફિરો એકબીજાની હિમાયત કરે છે જો તમે ઈમાનવાળાં એવી જ રીતે પરસ્પર એકબીજાની હિમાયત ન કરો તો ધરતીમાં ફિત્નો અને મોટો ઝઘડો ઊભો થશે અને જો આનો સંબંધ એ તમામ આદેશો સાથે માનવામાં આવે જે ૭૨મી આયતથી અહીં સુધી આપવામાં આવ્યાં છે તો આ આયતનો અર્થ આ થશે કે જો દારુલઈસ્લામના મુસલમાનો એકબીજાના વાલી ન બને અને જો હિજરત કરીને દારુલઈસ્લામમાં નહીં આવનારા અને દારુલકુફ્રમાં રહેનારાં મુસલમાનોને દારુલઈસ્લામના લોકો તેમની રાજકીય હિમાયતમાંથી બાકાત ન માને, અને જો બહારના જુલમના ભોગ બનેલાં મુસલમાનો દ્વારા મદદ માગવામાં આવે ત્યારે તેમની મદદ કરવામાં ન આવે, અને જો તેની સાથે આ નિયમનું પણ પાલન ન કરવામાં આવે કે જે કોમ સાથે મુસલમાનોની સંધિ હોય તેની વિરૂદ્ધ મદદ માગનારા મુસલમાનોની મદદ કરવામાં આવશે નહીં, અને જો મુસલમાનો કાફિરો સાથે મૈત્રીનો સંબંધ સમાપ્ત ન કરે, તો ધરતી ઉપર ફિત્નો અને મોટો ઝઘડો ઊભો થશે.

(પ૩) આનો અર્થ આ છે કે ઈસ્લામી ભાઈચારાના આધારે વારસાઈ નક્કી કરવામાં આવશે નહીં, ન તો એ હકકો કે જે વંશ અને લગ્ન આધારિત સંબંધોના કારણે લાગુ થાય છે, દીની ભાઈઓને એકબીજાના મામલામાં પ્રાપ્ત થશે. આ બાબતમાં ઈસ્લામી સંબંધના બદલે સગાઈનો સંબંધ જ કાનૂની હકકોનો આધાર રહેશે. આવું એટલા માટે કહેવામાં આવ્યું છે કે હિજરત પછી નબી સ.અ.વ.એ મુહાજિરીન અને અનસારની વચ્ચે જે ભાઈચારો કરાવ્યો હતો તેના કારણે કેટલાક લોકો એમ માની રહ્યા હતાં કે આ દીની ભાઈઓ એકબીજાના વારસ પણ થશે.

